આંતરભારતીય પુસ્તકમાળા

# પાતુમ્માની બકરી
અને
# બાલ્યકાળ સખી

વૈકમ મુહમ્મદ બષીર

અનુવાદક

કમલ જસાપરા



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા, નવી દિલ્હી

# પરિચય

મલયાલમ નવલકથાની પ્રગતિની હજુ એક શતાબ્દી પૂરી નથી થઈ. ઈ. સ. 1887માં અપ્પુ નેડુંગાડીએ સર્વપ્રથમ નવલકથા 'કુંદલતા'ની રચના કરી હતી. વિદ્વાનોના મત અનુસાર, પાશ્ચાત્ય દેશો — યુરોપ — માં શેક્સ્પિયરના વખતમાં નવલકથાઓનો પ્રચાર થઈ ગયો હતો. પરંતુ મલયાલમ ભાષામાં સાહિત્યના આ પ્રકારનો આવિર્ભાવ બહુ પાછળથી થયો. 'કુંદલતા'નું પ્રકાશન જ્યારે થયું હતું ત્યારે સાહિત્ય-આસ્વાદનો અર્થ માત્ર પદ્ય-કાવ્યોનો આસ્વાદ ગણાતો. 'કુંદલના'એ વાચકો માટે એક નવું આસ્વાદનક્ષેત્ર પ્રસ્તુત કર્યું. છતાંય સાહિત્ય-ના પ્રકાર રૂપે નવલકથાનો પરિચય, સાહિત્યપ્રેમીઓને 'ઇંદુલેખા'ના પ્રકાશન પછી જ મળ્યો. ઓ. ચંદુ મેનનની આ કૃતિ, ભાવ-સંકુલતા તથા શિલ્પ-સૌષ્ઠવ-થી અલંકૃત થયેલી પહેલી જ નવલકથા છે. ન્યાયાધીશનું ઉચ્ચ પદ શોભાવનાર ચંદુ મેનન માટે અંગ્રેજી સાહિત્ય સાથે સંપર્ક રાખવાનું સુસાધ્ય હતું. 'ઇંદુ-લેખા'માં મેનને પોતાની સુપરિચિત સામાજિક સ્થિતિનું ચિત્રણ કર્યું છે. માતૃરેખા સંપ્રદાયનું પતન અને અંગ્રેજી શિક્ષણ-પ્રાપ્ત નવી પેઢીની સ્વાતંત્ર્યસૂઝ, આ નવલકથાની ભાવ-શૃંખલાની મુખ્ય કડીઓ છે.

'ઇંદુલેખા' પછી મલયાલમમાં રચાયેલી બીજી મુખ્ય નવલકથા સી. વી. રામન પિળ્ળાની 'માર્તાંડવર્મા' છે. આ નવલકથા 'ઇંદુલેખા'થી બધી રીતે ભિન્ન છે. ભાવ, રૂપ વગેરેમાં આ સર વૉલ્ટર સ્કૉટની નવલકથા 'આઈવનહો'થી ક્યાંય આગળ નીકળી ચૂકી છે. આનો પ્રતિપાદિત વિષય દક્ષિણ કેરળના એ રાજ્યનો રાષ્ટ્રીય ઇતિહાસ છે, જે આઝાદી પહેલાં 'તિરુવિદાંકૂર' — ત્રાવણકોરના નામથી પ્રસિદ્ધ હતું. ઈ. સ. 1911માં આ પરંપરાને પૂર્ણ કરતી 'ધર્મરાજ' નામક કથા આ લેખિની દ્વારા પ્રગટ થઈ. આ બંને કૃતિઓ દ્વારા રામન પિળ્ળા-એ ચંદુ મેનનની હરોળમાં સ્થાન પ્રાપ્ત કરી લીધું.

આ પછી વીસ-પચીસ વર્ષો સુધી મલયાલમ નવલકથાની દુનિયામાં કોઈ પ્રકારની પ્રવૃત્તિ નજરે ન પડી. આ દરમિયાન એક જ સ્મરણીય કૃતિ પ્રગટ

થઈ. એ હતી ભવત્રાતન નંપૂતિરિ(નંબૂતિરિ)ની 'આફ઼ંદે મકળ્'. આ કાળ, મલયાલમ નવલકથાઓની ભાવિ ઉન્નતિની ગર્ભાવસ્થા જ હતો.

ચંદુ મેનનના સમય સુધી મલયાલમ સાહિત્યકારોનો પાશ્ચાત્ય સાહિત્ય સાથે લગભગ કોઈ સંબંધ હતો નહીં, પરંતુ આ શતાબ્દીના ચોથા દાયકામાં આ સ્થિતિ બદલાઈ ગઈ હતી. અંગ્રેજી તથા અન્ય પાશ્ચાત્ય ભાષાઓમાંથી અનેક શ્રેષ્ઠ ગ્રંથોનો મલયાલમમાં અનુવાદ થયો. લેખકોના અંગ્રેજી ભાષાના પરિચય તથા પરિજ્ઞાનમાં વૃદ્ધિ થવા લાગી. આથી તેઓની નવલકથા સંબંધી ધારણા તેમ જ અભિપ્રાયોમાં વિશેષ સુધારો થવા લાગ્યો. આધુનિક સાહિત્યનો આવિર્ભાવ, આ જ યુગની ભેટ છે. રશિયાની ક્રાંતિ તથા સમાજવાદના સૂર્યોદયે મલયાલમ ભાષાના આરાધકોને સ્વાધીન બનાવી મૂકયા. સમાજવાદથી પ્રાપ્ત થયેલી ઊર્જા-સ્વલતા તથા પાશ્ચાત્ય નવલકથાઓમાંથી મળેલાં કલા-લક્ષણો વડે મલયાલમ નવલકથાઓના સુવર્ણયુગનો પ્રારંભ થયો.

તકઝી, કેશવદેવ તથા બષીર આ યુગના સર્વોત્તમ નવલકથાકાર છે. મલયાલમ નવલકથાની દુનિયાની આ ત્રિમૂર્તિ મનાય છે. 'ઉરૂબ' તથા પોટ્ટેકાટ્ટ પણ તેઓની સાથે સમાન સ્થાન પર જ છે. તેઓની વિભિન્નતાનો આધાર, કલા તથા ભાવ બંને છે. તકઝીની નવલકથાઓમાં એક યુગનું રક્ત તથા સત્ત્વ છે. કેશવદેવની રચનાઓમાં ધાર્મિક રોષનો પ્રચંડ અગ્નિ છે અને બષીરની કથાઓ-માંથી જ્ઞાનનો પ્રકાશ પ્રસરે છે. 'ઉરૂબ'ની કૃતિઓમાં સર્જનશક્તિનું ગાંભીર્ય પ્રગટ થાય છે જ્યારે પોટ્ટેકાટ્ટની કલમ હૃદયના ભાવોનું ચિત્ર પ્રસ્તુત કરે છે.

આધુનિક મલયાલમ નવલકથાઓના પિતા છે તકઝી શિવશંકર પિળ્ળા, સમાજવાદી યથાર્થવાદના પ્રણેતા કહેવરાવતા આ નવલકથાકારની રચનાઓમાં નવોત્થાનયુગનાં હૃદયસ્પંદન ગુંજે છે. સર્જનપ્રક્રિયા તથા આધારભૂત યુગનો આત્મા બીજી કોઈ કૃતિઓને આટલી ભાવ-દીપ્તિ આપી શકતાં નથી. એમની પ્રખ્યાત નવલકથા 'તોટ્ટિયુડે મકન' (ભંગીનો પુત્ર) વ્યવસ્થાપિત સદાચાર-અનુ-શાસનો પ્રત્યેનું એક આહ્વાન છે. એમની નવલ 'રંડિડંગડી' (બે શેર)ને 'ચેમ્મીન' જેટલી પ્રશંસા તથા પ્રસિદ્ધિ નથી મળ્યાં, છતાંયે તકઝીની સર્જનશક્તિની પૂર્ણ પ્રતિનિધિ આ નવલકથા જ છે. આમાં તકઝી પોતાના દૃઢ વિશ્વાસોને વાણી પ્રદાન કરે છે. કેરળવાસીઓની ક્રાંતિભાવના જાગ્રત કરવા માટે આ નાનીશી નવલકથાનું યોગદાન કાંઈ ઓછું તો નથી જ. 'ચેમ્મીન' માછીમાર સમાજની

કથા છે. નવલકથાના અંતમાં આલિંગનબદ્ધ પરીકુટ્ટી તથા કરુત્તમ્માના મૃત-દેહોનું મોજાંની સાથે દરિયાકિનારે આવવું એ એની નાટકીયતાના વિસ્તારનો પ્રારંભ કરે છે જે મલયાલમ નવલકથાઓમાં ત્યાર સુધી જોવા નહોતી મળતી. 'ચેમ્મીન'માં તકઝી સમુદ્ર તથા માનવાત્માના અપાર ગાંભીર્ય સાથે એક સુસંવાદિતાનું સર્જન કરે છે.

'એણિપ્પડીગળ્' એક બૃહદાકાર નવલકથા છે. આઝાદી પછી કેરળ દ્વારા અંગીકૃત રાષ્ટ્રીય તથા સામાજિક યાત્રા-પંથ આમાં સ્પષ્ટ રીતે નજરે પડે છે.

કેશવદેવની નવલકથાઓનું અંતઃસત્ત્વ પણ ક્રાંતિની જાગૃતિ છે. તકઝીની ક્રાંતિજાગૃતિનો આધાર એક વિશિષ્ટ પ્રત્યય-શાસ્ત્ર — માર્ક્સવાદ — છે. પરંતુ કેશવ-દેવની ક્રાંતિ-જાગૃતિ નૈસર્ગિક છે. એમની કથાનાં પાત્રો અનીતિ તથા અત્યાચારોની વિરુદ્ધ ગર્જના કરતાં હોય છે. એમની સર્વોત્તમ રચના 'ઓડિયિલ નિન્ન' (ગટરમાંથી)નો નાયક પપ્પુ ત્યાગનું પ્રતીક છે. એ પાત્રની સૃષ્ટિ દ્વારા લેખક માનવતાને મુગટ ધારણ કરાવે છે. તકઝીની 'એણિપ્પડીગળ્' (સીડીનાં પગથિયાં)-ને મળતી કેશવદેવની બૃહદાકાર નવલકથા 'અયલ્ક્કાર' (પાડોશીઓ) લેખાવી શકાય. આમાં લેખકે એક વિશાળ પટ પર અનેક વિભિન્ન જાતના સમુદાયો તથા એનાં વિભિન્ન સામાજિક જીવનોનું ચિત્રણ કર્યું છે. બનવા જોગ છે કે આને 'ઓડયિલ નિન્ન' જેટલી પ્રશસ્તિ ન મળી હોય, છતાં પણ ભાવાત્મક વ્યાપ્તિ તથા કલામય ગંભીરતાએ આ નવલકથાને કેશવદેવની તમામ નવલ-કથાઓમાં સર્વશ્રેષ્ઠ બનાવી દીધી છે.

તકઝીની અત્યુત્તમ કૃતિઓનું જે યુગમાં નિર્માણ થયું હતું એ સમૂહજીવનની નવલકથાઓનો યુગ મનાય છે. આ નવલકથાકારોને સમાજમાં વ્યાપેલી જાગૃતિએ આકર્ષિત કર્યા હતા.

'ઉરૂબ' તથા બષીર સંકીર્ણ સામાજિક માળખા તથા સમાજના નિયામક મનુષ્યોના આત્માઓનાં અંતઃસ્તલ સુધી સીધા પહોંચનાર લેખકો છે. 'ઉરૂબ'ની 'ઉમ્માચ્ચુ'ની ગણતરી મલયાલમ ભાષાની ઉચ્ચ કોટિની નવલકથાઓમાં થાય છે. એમની 'સુંદરિગળુમ સુંદરન્મારુમ' (સુંદરીઓ તથા સુંદર પુરુષો) તો વિશ્વ-સાહિત્યની બૃહદ નવલકથાઓનું સ્મરણ કરાવે છે. કાળ દ્વારા મનુષ્યમાં તથા મનુષ્ય દ્વારા સમાજમાં આવતી પરિણામપરંપરા આ નવલકથામાં એક ચિત્રપટની જેમ દેખાય છે. 'કુન્યમ્મયું કૂટ્ટુકાર્મ્' (કુન્યમ્મા તથા સાથીદારો) નામની

લલિત નવલ સમાજનું દર્પણ જ છે. 'ઉરૂબ' બષીરની જેમ સાર્વત્રિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ નવલકથાકાર છે. તકઝીની ક્રાંતિજાગૃતિ અથવા કેશવદેવનો ધાર્મિક રોષ એમનામાં જોવા નથી મળતો. તેઓ એક ઋષિની એકાગ્રતાથી સર્જન-તપસ્યા કરે છે. આ એકાગ્રતા તથા એનાથી ઉત્પન્ન થતું ગાંભીર્ય એમની નવલકથા-ઓની વિશિષ્ટતા છે.

પોટ્ટેકાટ્ટની સાહિત્યસૃષ્ટિનો પ્રારંભ એક એવા યુગમાં થયો જ્યારે સમસ્ત વિશ્વ ક્ષુબ્ધ હતું. તેઓ કેશવદેવ તથા 'ઉરૂબ'ના સમાન સ્તરના નવલકથાકાર છે. એમની રચનાઓમાં કાવ્યામૃતની ધારા વહેતી જણાય છે. વાસ્તવમાં કહેવું તો એમ જોઈએ કે તેઓ નવલકથાકાર કરતાં વધારે કવિ છે. મલયાલમ ભાષામાં સ્વચ્છંદતા-પ્રસ્થાનના પુરસ્કર્તાઓમાં તેઓ સર્વશ્રેષ્ઠ છે. એમણે એવી અનેક નવલકથાઓ તથા નવલિકાઓની રચના કરી છે જે સર્જન-ક્રાંતિના તાપમાં બળતા વાચકોના દિલમાં શીતળ ચંદનનો લેપ કરી શકે છે. પરંતુ એમની કૃતિઓ કેવળ ભાવુકતાના પરપોટા નથી. દાખલા તરીકે એમની સર્વોત્તમ કૃતિ 'વિષકન્યા' કેવળ એક પ્રણય-કથા નથી, પરંતુ સમૃદ્ધિ તથા ઐશ્વર્યની શોધમાં ત્રાવણકોરના પ્રાંતોમાં જઈ વસેલા ખેડૂતોની કથા પણ છે — એક પ્રવાસી જનસમુદાયની આશા તથા નિરાશાનો ઈતિહાસ છે. તકઝીની 'ચેમ્મીન' જેવી, બષીરની 'બાલ્યકાળ સખી' જેવી, કેશવદેવની 'ઓડયિલ નિન્ન' જેવી તથા 'ઉરૂબ'ની 'ઉમ્માચ્ચુ' જેવી જ મલયાલમ ભાષાની એક ઉત્તમ નવલકથા છે 'વિષકન્યા'. આ જ લેખકની નોંધપાત્ર બીજી એક નવલકથા છે 'તેરુવિડેકથા' (ગલીની કથા). એક સાધારણ શહેરની ગલીની વાર્તા દ્વારા લેખકે આમાં દેશનાં સામૂહિક મૂલ્યોનું અનાવરણ કર્યું છે.

મલયાલમ ભાષાના નવલકથાકારો સામાન્ય રીતે નવી શૈલીઓના સ્વીકારથી વિમુખ રહે છે. તકઝી તથા પોટ્ટેકાટ્ટની નવલકથાઓની વિશિષ્ટતા એનું શિલ્પા-ત્મક લાલિત્ય છે. ભાવતીક્ષ્ણતા મલયાલમ નવલકથાઓનો પ્રાણ છે. અનન્ય હિંમતથી નવી શૈલીનો પ્રયોગ કરનારા પહેલા નવલકથાકાર એમ. ટી. વાસુદેવન નાયર છે. એમણે માર્સલ પ્રુસ્રી તથા જેમ્સ જૉઇસનાં કલામર્મોને આત્મસાત્ કરીને, પરંપરાગત ભાવતીક્ષ્ણતાને હાનિ પહોંચાડયા વિના, પોતાની એક વ્યક્તિગત શૈલીનું નિર્માણ કરી લીધું છે. નવલકથાઓનો વિકાસ કથાપાત્રોની ચોમેર નહીં, પરંતુ એમના અંતરંગમાં થતો હોય છે. વાસુદેવન નાયરની આ નવી આવિષ્કાર-શૈલીમાં વાચકોને એક નવું અનુભૂતિક્ષેત્ર ઉપલબ્ધ થયું. એમની નવલકથાઓની

વિશિષ્ટતા એમની નવી શૈલી જ નથી. ચંદુ મેનને માતૃસત્તાના અધ:પતનનું જે ભવિષ્યદર્શન કર્યું હતું એ વાસુદેવન નાયરની નવલકથાઓમાં સંપન્ન થયેલું દેખાય છે. એમની તમામ કથાઓના નાયકો પરંપરાની કંટકલતાના પાશમાંથી મુક્તિ મેળવવાના પ્રયત્નોમાં રક્તસાક્ષી બનેલા લોકો છે. મલયાલમ નવલકથાઓમાં સર્વપ્રથમ વિદ્રોહીઓનો પ્રવેશ કરાવનાર પણ વાસુદેવન નાયર જ છે. એમની સર્વોત્તમ કૃતિ 'નાલુકેટ્ટ' (હવેલી જેવું મકાન) રૂઢિવાદના અંધકારમાં ડૂબી ગયેલ એક નાયર પરિવારના નાશની કથા છે. 'કાલમ્' (કાળ) નામક નવી નવલકથામાં આઝાદી પછી ભારતમાં થયેલાં મૂલ્ય-પરિવર્તનોનું ચિત્રણ છે. એટલું તો નિ:સંકોચ કહી શકાય કે અનુપમ કાવ્યાત્મક ગદ્યશૈલી, સત્ત્વ-ગાંભીર્યના મૂર્તસ્વરૂપ કથાના નાયકો, સ્ત્રીના મહત્ત્વની પ્રતીક નાયિકાઓ ઇત્યાદિના બળથી આટલો લોકપ્રિય બનવાવાળો બીજો કોઈ નવલકથાકાર મલયાલમ ભાષામાં થયો નથી.

ઉપર્યુક્ત નવલકથાકારો પછીની જ બીજી એક પંક્તિ પણ છે. 'પારપ્પુરમ્', કે. સુરેન્દ્રન, ઈ. એમ. કોવૂર 'કોવિલન' ઇત્યાદિ નામો આમાં વિશેષરૂપે ઉલ્લેખનીય છે. 'પારપ્પુરમ્'ની કૃતિઓમાં સૈનિકજીવન તથા કેરળનાં ગામડાંઓની કથાઓ પર્યાયરૂપે પ્રતિફલિત થાય છે. કે. સુરેન્દ્રનનો વિષય — કથાવસ્તુ — કૌટુંબિક જીવનનો સંઘર્ષ હોય છે. કોવૂરની રચનાઓની વિશેષતા એમના વિષયની વિવિધતા છે. સૈનિકજીવનને 'કોવિલન' જેટલી તીક્ષ્ણતાથી મલયાલમ ભાષામાં કોઈએ ચિત્રિત નથી કર્યું. કેરળના નવલકથા-સાહિત્યનું સંવર્ધન કરવામાં આ લેખકોનો ફાળો ઓછો નથી.

વૈકમ મુહમ્મદ બષીર, એક એવા નવલકથાકાર છે જે સ્વયં મલયાલમ સાહિત્યમાં સાર્વત્રિક સંમતિ ઉપાર્જિત કરી પ્રતિષ્ઠિત થયા છે. એમના જેવા ગણાતા લેખકોમાંના મોટા ભાગના આજે કેવળ નિરૂપણના પાત્ર બની ગયા છે. પરંતુ આ સાહિત્યભીમ સર્વ પ્રકારનાં નિરૂપણોના અતીત બનીને ઊભા રહ્યા છે. વૃદ્ધાવસ્થામાં પહોંચવા છતાં તેઓ અગણિત વાચકોના આરાધ્ય પુરુષ રહ્યા છે નવજાગૃતિ યુગની નવીન સૃષ્ટિ હોવા છતાં અન્ય અનેક લેખકોની જેમ, એ યુગની સાથે લુપ્ત નથી થયા. તેઓ એક યુગ અથવા એક ચરણના જ નિયામક નથી રહ્યા. તો પછી તેઓ કોણ છે? એમની કથાનાં પાત્રો કોણ છે?

જો બષીર નામના લેખકને સમજવો હોય તો પ્રથમ બષીર નામના માનવીને સમજવો પડશે. જ્યારે સ્વાતંત્ર્યસંગ્રામ જોરશોરથી ચાલી રહ્યો હતો એ સમયે

નવયુવક બષીર ઘરબાર છોડી, એમાં કૂદી પડયો. કાલીકટના સાગરતટે બેસી એણે મીઠું પકાવ્યું. પરિણામે પોલીસનું દમન સહેવાનો તથા બંદીવાન બનવાનો અવસર આવ્યો. ત્યાર પછી દિલમાં આઝાદીની લડતની આગ લઈ, બષીરે ભારત તથા વિદેશોમાં ભ્રમણ કર્યું. નવોત્થાનના યુગાંતરકારી લેખકોની જેમ બષીરની અંદર પણ ક્રાંતિની ભાવના પ્રજ્વલિત હતી. 'જન્મદિનમ્' (જન્મદિવસ) નામક વાર્તામાં બષીરે ઘોષણા કરી : "મારું રક્ત-માંસ તથા અસ્થિ-મજ્જા સર્વ ભારતનું છે.' પરંતુ એમની વાર્તાઓનું અંતઃસત્ત્વ ધાર્મિક રોષ અથવા રાષ્ટ્રીય જાગૃતિ નથી. પોતાના અંતઃકરણમાં ધબકતી ક્રાંતિભાવનાને શાંત તથા સંયત કરનારી એક ખાસ સૂઝ પણ એમનામાં હતી. આ સૂઝે તકઝી તથા કેશવદેવથી બષીરને ભિન્ન બનાવી રાખ્યા છે.

બષીર ઉન્માદરોગના શિકાર બન્યા હતા. પાગલખાનામાં પાગલોની વચ્ચે રહી, એમણે પોતાની લઘુનવલ 'પાત્તુમ્માયુડે આડ' (પાત્તુમ્માની બકરી) લખી કાઢી. આની પ્રસ્તાવનામાં તેઓ સ્મરણ કરતાં લખે છે: "ચોતરફ વીસ-ત્રીસ ગાંડાઓ હતા. હાથકડી પહેરેલા, પગોમાં બેડી ધારણ કરેલા ઇત્યાદિ, કેટલીયે રીતે રાખવામાં આવેલા લોકો. . ." બષીરના અસંતુલિત મનમાં ભરેલા વિચાર અથવા વિકાર અસંબદ્ધ નહોતા. પ્રપંચનો વિસ્તાર તથા એમાં ભરેલો અંધકાર – આ હતો એ સમયના એમના ચિંતનનો વિષય. બષીરનો ઉન્માદ બષીર નામના લેખકના ભાગ્યનો એક અંશ છે. એમના જીવનદર્શનના અગાધ તળિયામાં આ યથાર્થતા જોઈ શકાય છે.

બષીર ક્રાંતિકારીથી વધીને એક સત્યાન્વેષક છે. જ્યારે એમના સમકાલીન લેખકો સમાજવાદી યથાર્થવાદ પર આધારિત રચના કરી રહ્યા હતા ત્યારે તેઓ 'એટ્ટુકાલી મમ્મૂન્યુ' તથા 'આનવારી રામન નાયર' જેવી હાસ્યકથાઓનું નિર્માણ કરી રહ્યા હતા. આજે પણ 'સ્થલત્તે પ્રધાન દિવ્યન', 'આનવારિયુમ્ પોન્કુરિશુમ્', 'મુચ્ચીટ્ટુ કારંડે મગળ' ઇત્યાદિ નવલકથાઓ શ્રેષ્ઠતર હાસ્યકથાઓ મનાય છે. છતાં પણ બષીર એક હાસ્યલેખક નથી જ. 'પાત્તુમ્માયુડે આડ'ની પ્રસ્તાવનામાં તેઓ લખે છે: "આ એક હાસ્યકથા છે પરંતુ હું જ્યારે આ લખી રહ્યો હતો ત્યારે મારી અંદર આગ ભભૂકી રહી હતી." બષીર માટે આ આગની બળતરામાંથી મુક્તિ મેળવવાનો ઉપાય હતો સાહિત્યસર્જન.

સામાજિક સચ્ચાઈની સામે બષીરે ક્યારેય આંખમીંચામણાં કર્યાં નથી. 'ઉરૂબ'ની માફક સમાજની સંકીર્ણ સંઘટનાની અગાધતામાં ઊતરવાની દર્શન-

શક્તિ એમનામાં પણ હતી. આનું ઉદાહરણ છે 'ન્ડુપ્પાપ્પાક્કોરાનેંડાર્નુ' (મારા દાદા પાસે પણ એક હાથી હતો) નામનું પુસ્તક. એ સામૂહિક પાયામાં વંટોળ પેદા કરનારી નવલકથા છે. બષીરની મોટા ભાગની રચનાઓ કેરળના મુસલમાન સમાજની પરિસ્થિતિનું ચિત્રણ કરનારી છે. 'પાત્તુમ્માયુડે આડ', 'મુચ્ચીટ્ટુ કારંટે મગળ' (ત્રણ પત્તાંવાળાની દીકરી) વગેરે કૃતિઓમાં પોતાના સમાજનું નિરૂપણ કરવાની દૃષ્ટિથી બષીર નથી જોતા. યથાર્થ જીવનમાંથી ઉઠાવેલ કન્યાપાત્ર એમની નવલકથાઓનો પ્રાણ છે. 'ન્ડુપ્પાપ્પાક્કોરાનેંડાર્નુ'માં એમણે પોતાના સમાજને એક વિશ્લેષણાત્મક નિરીક્ષણનું વિધેય બનાવેલ છે.

ઉપર્યુક્ત કૃતિ કુન્યીપાત્તુમ્મા નામની એક નિર્દોષ બાલિકાની કથા છે. બષીર એના વિશે કહે છે: "બચપણથી જ પ્રાણીમાત્રને પ્રેમ કરનારી એક નાનકડી બાળકી." આ વાર્તા અંધવિશ્વાસની ધરી પર ઘૂમતા એક કુટુંબની છે. પેઢીઓથી લોહીમાં ઘૂસી ગયેલી ન્યાતજાતની સ્પર્ધાનું વર્ણન, બષીર આ શબ્દોમાં કરે છે: "દાદાના હાથીએ છ માણસોને માર્યા છે. છયે છ મહાવતો કાફર હતા. એ હાથીએ એક પણ મુસલમાનને માર્યો નહોતો." માએ કહ્યું: "એ અસલી વાત જાણવાવાળો હાથી હતો."

બષીરની અન્ય કૃતિઓની જેમ આ નવલકથા પણ નાની છે. આની ભાષા લલિત–કાવ્યાત્મક છે. પવિત્ર કુરાનનાં વિવિધ ઉદ્ધરણ તથા ઉપકથા આની શોભામાં વૃદ્ધિ કરે છે. મુસલમાન સમાજની અંધકારમય દિશાઓમાં પ્રકાશ ફેલાવતી અનેક નવલકથાઓ મલયાલમમાં લખાઈ છે. એ બધીમાં આ પુસ્તક પ્રધાન છે. બષીરે આ એવા અરસામાં લખી જ્યારે મુસલમાન સમાજની વિરુદ્ધ એક શબ્દ બોલવાનું સાહસ કોઈ કરી શકતું નહોતું. આ પુસ્તકને લીધે સમાજના પહેરેગીર બનેલા મહાન લોકોએ બષીર પર ખૂબ કાદવ ઉછાળવાની કોશિશ પણ કરી હતી. એક વખતે તો આ પુસ્તક પર કાનૂની પ્રતિબંધ પણ મૂક્યો હતો. બષીરની વાર્તાના કોઈ પણ પાત્ર પ્રત્યે આપણને દ્વેષ યા ઘૃણા થતાં નથી. કુન્યીપાત્તુમ્માની નિરાશા તથા અનંત અશ્રુપ્રવાહ માટે જવાબદાર છે એનો પિતા, અને પાત્રનું સર્જન પણ બષીરે એવા ઢંગથી કર્યું છે કે એ વાચકોની દયા તથા સહાનુભૂતિને પાત્ર બની જાય છે. આથી એ સિદ્ધ થાય છે કે બષીર ક્રાંતિકારી કરતાં વધારે માનવપ્રેમી છે.

સમસામયિકતા એ મલયાલમ નવલકથાઓનો બીજમંત્ર છે. સમયથી દૂર જતી 'ઓડયિલ નિન્ન' જેવી નવલકથા નીરસ બની શકે છે. પરંતુ બષીરની

નવલકથાઓ માટે એવી સીમાઓનો આધાર આવશ્યક નથી જણાતો. આનો મુખ્ય દાખલો ઉપર્યુક્ત નવલકથા છે.

કોઈ પણ વાચનપ્રિય મલયાલી માટે 'બાલ્યકાળ સખી' અપરિચિત નથી. જગતનું રહસ્ય શોધી કાઢનાર બષીરની નવલકથાઓ લોકગીતોની જેમ સરળ તથા લલિત છે. એમનાં વાક્યોમાં જાણીતા સૂરમય તાર જેવી સરસતા છે. તકઝી યા 'ઉરૂબ'ની જેમ બષીરે મોટી નવલકથાઓ નથી લખી. શબ્દોનો આટલા સંયમથી ઉપયોગ કરનારા લેખકો મલયાલમમાં બહુ વિરલ છે. બષીરના કલાકૌશલ્યનું એક ઉત્તમ ઉદાહરણ 'બાલ્યકાળ સખી' છે. ઉપરછલ્લી દૃષ્ટિએ આ એક પ્રેમકથા છે, પરંતુ આ પ્રણયકથાની છાયામાં મનુષ્યનાં ભાગ્ય તથા જીવનના મર્મબિંદુનું દર્શન થાય છે. એના એકેએક શબ્દમાં જાણે પૂજાની ઘંટડી રણકી ઊઠે છે. એક નાનકડા મોતીમાં જગતનું રહસ્ય સમાવી દેવાનું આ કલાકૌશલ્ય ચમત્કારિક છે.

વાંચવાની શરૂઆત કર્યા પછી પૂરી કર્યા વિના છોડી ના શકાય એવી બષીરની એક બીજી નવલકથા છે 'પાત્તુમ્માયુડે આડ' એટલે કે પાત્તુમ્માની બકરી. પરંતુ આ તો બષીરની બધી જ કૃતિઓનો સાધારણ ગુણ છે. વાચકોની વચ્ચે બાલ-વૃદ્ધ-યુવાનના ભેદનું અતિક્રમણ કરી પ્રચાર પ્રાપ્ત કરી લેવાનું આ પણ એક કારણ છે.

'બાલ્યકાળ સખી'ની જેમ 'પાત્તુમ્માયુડે આડ' પણ લગભગ સો પૃષ્ઠોમાં સીમિત છે. 'ઓણિપ્પાડીગળ્', 'આળ્ કુટ્ટમ્' ઇત્યાદિ અનેક મોટી નવલકથાઓ મલયાલમમાં છે, પરંતુ તેમાં નવલકથા-રચનાને લગતા પ્રાચીન નિયમોનું પાલન નથી થયું. આ દૃષ્ટિથી બષીરને અગ્રગણ્ય માનવા પડે છે. વિકટર હ્યૂગોથી પ્રેરણા મેળવનાર લેખકોએ એમના વાક્પ્રવાહનું અનુકરણ નથી કર્યું. મલયાલમ ભાષાના નવલકથાકાર વાક્પ્રવાહથી નહીં, પરંતુ વાક્સંયમ વડે આત્માવિષ્કાર સિદ્ધ કરે છે. 'પાત્તુમ્માયુડે આડ' બષીરના કુટુંબની વાર્તા છે. એનાં કથાપાત્રો એનાં ભાઈ, બહેન, મા વગેરે છે, પરંતુ વૈયક્તિક શૈલી તથા અભિવ્યક્તિની વિશેષતાથી એ આપણા સહુની કથા બની જાય છે. આ નવલમાં બષીરે એક નાનકડા ગ્રામના એ ઘરને વર્ણનનો વિસ્તાર આપ્યો છે.

બષીર વ્યક્તિઓ, કુટુંબો અથવા સમૂહની જ કથા નથી કહેતા, તેઓ માનવજીવનના એક અધ્યાયના જ વક્તા નથી; તેઓ તો છે સત્યાન્વેષક. એમની

ભાવના પર્વતોની ગહનતામાં, સમુદ્રના ઝંઝાવાતમાં તથા આકાશની અપારતામાં વિહાર કરતી હોય છે. એમની ગવેષણ બુદ્ધિ વિશ્વની ઉત્પત્તિ સુધી પહોંચી જાય છે. તેઓ પોતાની એક નવી રચનાનો પ્રારંભ કેવી રીતે કરે છે એ આપણે જોઈએ: "અનંત શૂન્યતા — અર્થાત્ અભાવ . . . એ અભાવમાંથી બધુંય ઉત્પન્ન થયું. જ્ઞાન તથા અજ્ઞાન તમામ . . ." (ઓર્મયુડે અરગળ્)

ઉન્માદથી પરિક્ષીણ થયેલા પોતાના મસ્તિષ્કમાં દુનિયાનાં રહસ્યોના વિચારો ભરીને પોતાની ટાલ પર હાથ ફેરવતા બેસીને બષીર હસી રહ્યા છે. આ જ છે બષીર, એમની કૃતિઓને સમજવાની રીત પણ આ જ છે.

મલયાલમ નવલકથાનો વિકાસ નવી નવી અવસ્થાઓમાંથી પસાર થઈ રહ્યો છે. સાંકેતિક શૈલીના સંબંધમાં એમ. ટી. વાસુદેવન નાયર દ્વારા ચીંધાયેલ માર્ગથી લેખકવર્ગ બહુ જ આગળ નીકળી ચૂકયો છે. નવી પેઢીના જીવન-આદર્શોને તેઓએ અસ્તવ્યસ્ત કરી દીધા છે. નવાં મૂલ્યો, નવા જીવન-આદર્શો તથા નવી સાંકેતિક શૈલીની સાથે સાથે મલયાલમ નવલકથા આગળ વધી રહી છે. આ પ્રગતિમાં, પરિવર્તનોના આ વંટોળમાં, બષીર એક દીવાદાંડી સમા ઉન્નત મસ્તકે ખડા છે.

—એમ. મુકુંદન

# 1

પાત્તુમ્માની[1] બકરી અથવા સ્ત્રીની બુદ્ધિ. એની જ વાર્તા હું અહીં કહેવાનો છું.

બહુ લાંબા સમય સુધી અથડાઈ-કુટાઈ, એકાંત જીવન ગાળ્યા બાદ, નાકના ટેરવે ગુસ્સો લઈ, હું મારે ઘેર સ્થિર થઈને રહેવા માટે ગયો. ભવ્ય સ્વાગત થયું! મને કેટલો ગુસ્સો આવ્યો તે કહી પણ નથી શકતો! શરીરમાં આગ લાગી ગઈ! આ મારું ઘર . . . કોને દોષ દઉં?

દસ-પંદર વર્ષ વીતી ગયાં, હું મારા ઘરમાં રહ્યો નહોતો. ક્યારેક બેત્રણ રાતો ગાળી હશે એટલું જ યાદ છે. અમારા કૌટુંબિક ઘરની સામે આવેલા મોટા રસ્તાની કોરે નળિયાંવાળું એક નાનું મકાન છે. એ ચણાતું હતું ત્યારે મેં ખૂબ પરિશ્રમ કરેલો. ઘણા પથ્થર તથા રેતી ઊંચકેલાં. શાંતિ તથા શોભા વધારવા માટે કેટલાક પ્રયત્નો કર્યા હતા. પથ્થરની ઊંચી દીવાલોની અંદર આંગણામાં સફેદ રેતી પાથરી હતી. એની ચારે બાજુ સુંદર છોડ રોપ્યા હતા. જબાકુસુમના ઝાડ પર મોગરા તથા ચમેલીની વેલ ચડાવી હતી. આંગણાને ખૂણે જમરૂખ અને દાડમનાં ઝાડ રોપાવ્યાં હતાં.

મકાનની વાડની અંદર બે તળાવડી છે. એક નાહવા માટે તથા બીજી પીવાના પાણી માટે. મારે માટે એક ખાસ સંડાસ બનાવ્યું છે. પાછળના ભાગમાં નાળિયેરી તથા કેળ વાવી છે. આ સિવાય પણ જાતજાતનાં વૃક્ષો મેં રોપાવ્યાં

૧. પાત્તુમ્મા — ફાતિમાનો અપભ્રંશ.

હતાં. એમાં સારી જાતના ઘણા આંબાનો પણ સમાવેશ થતો હતો. રસ્તાની બાજુએ આકર્ષક રીતે કેતકીના છોડ લગાવ્યા હતા. ચારે બાજુ નાળિયેરીનાં પાંદડાં તથા કાંટાળી ઝાડીથી છ ફૂટ ઊંચી વાડ બનાવીને મકાન અને જમીનની હદ બંધાવી દીધેલી. આગલા ભાગમાં એક દરવાજો હતો. એના પર હંમેશાં તાળું લાગેલું રહેતું. એના સળિયા વચ્ચેથી અંદરના છોડ તથા પુષ્પો દેખાતાં હતાં.

આ જ ઘરમાં હું એકાંત જીવન ગાળતો હતો. ચા, ભાણું વગેરે મારી ઉમ્મા[1] દરવાજાની ઉપરથી આપતી. હું કોઈને અંદર આવવા દેતો નહીં. આરામથી બેસીને લખ્યા કરતો; નહીં તો કાંઈક વાંચતો અથવા ઝાડપાનની સારસંભાળ લેતાં આમતેમ આંટા માર્યા કરતો. એવામાં એક દિવસ હું જરા ફરવાની ઇચ્છાથી બહાર નીકળી ગયો. વર્કલા, શિવગિરિ, મદ્રાસ, એરણાકુળમ્, કોઈમ્બત્તૂર વગેરે શહેરોમાં ત્રણ વર્ષ સુધી રહ્યો. અને ત્યાંથી બીમાર પડી પાછો આવીને જોઉં છું તો મારા નાના ભાઈ અબ્દુલ ખાદરે[2] હું રહેતો હતો એ ઘર ભાડે આપ્યું હતું! એકસાઈઝ ઇન્સ્પેક્ટર શ્રીમાન રામનકુટ્ટી પોતાના રસોયાની સાથે આરામથી રહેતા હતા. સાહેબને ઘર બહુ જ ગમી ગયું હતું. છતાં પણ ખાલી કરી આપવા તૈયાર હતા, પરંતુ કરે શું? એ ગામમાં બીજું કોઈ ઘર મળતું ન હતું.

આમ છેવટે હું મારા ખાનદાની ઘરમાં રહેવા લાગ્યો. સંપૂર્ણ આરામની જરૂર હતી. મારે સ્વાસ્થ્ય સુધારવું હતું. મનની શાંતિનો ભંગ કરે એવો કોઈ શોરબકોર કે કાર્યક્રમ ત્યાં ન હોવો જોઈએ. પરંતુ હું શોરબકોર તથા ઉપદ્રવોની વચ્ચે સપડાઈ જ ગયો!

નાળિયેરીનાં પર્ણોથી બનેલા છાપરાની એક નાનકડી ઇમારત છે મારું ઘર. એમાં કોણ કોણ રહે છે એ જાણો છો?

મારી ઉમ્મા, મારાથી નાનો ભાઈ અબ્દુલ ખાદર, એની પત્ની કુન્યાનુમ્મા, એનાં વહાલાં સંતાનો — પાત્તુકુટ્ટી, આરીફા, ઝુબૈદા, પછી અબ્દુલ ખાદરથી નાનો ભાઈ મુહમ્મદ હનીફા, એની પત્ની ઐશોમ્મા (આયશા અમ્મા), એમનાં લાડકાં સંતાનો હબીબુ મુહમ્મદ, લયલા, મુહમ્મદ રશીદ, હનીફાથી નાની બહેન આનુમ્મા, એનો પતિ સુલેમાન, તેઓનો લાડકવાયો દીકરો સૈદુ મહમ્મદ અને મારો સૌથી નાનો ભાઈ અબુબકર.

---

૧. ઉમ્મા — મલયાલમમાં માને અમ્મા કહે છે. પરંતુ મુસલમાનો અમ્માને ઉમ્મા કહે છે.

૨. ખાદર — કાદર.

માણસો આટલાં. આ સિવાય બીજી વસ્તી પણ છે. કોણ જાણે ક્યાંથી આવી ચડેલી, માની શરણાર્થી બનીને રહેતી કેટલીક બિલાડીઓ; એનાથી ગભરાઈ માળિયા ઉપર ધમાચકડી મચાવતા હજારો ઉંદરો, છાપરાની ઉપર બેસી કા કા કરીને ધમાલ કરતા કાગડા, આ ઉપરાંત મારી માનાં પોતાનાં સો જેટલાં મરઘાં અને એનાં અસંખ્ય બચ્ચાં. આ બચ્ચાંઓને ચાંચમાં ઉઠાવી જઈને ખાતાં ગીધ તથા સમડી વૃક્ષોમાં ભરાઈ રહેતાં.

ઘરમાં હંમેશાં ધમાલ મચી રહેતી. રશીદ તથા ઝુબૈદાએ ગોઠણભેર ચાલવાનું શરૂ કર્યું નહોતું. દૂધ પીવાના સમય સિવાય આખો વખત તેઓ રડયાં કરતાં. આરીફા હમણાં જ ચાલવા માંડી છે. પણ એનો ધર્મ છે રડયા કરવાનો. એનાથી ઉંમરમાં સહેજ મોટા છે લયલા તથા સૈદુ મહમ્મદ. બંને રડવામાં કુશળ છે. અબી અને પાત્તુકુટ્ટી પણ રડવામાં કોઈથી પાછળ પડે એમ નથી. અબીનું નામ સ્કૂલમાં હબીબ મુહમ્મદ છે. પણ ઘરમાં સહુ એને અબી કહીને બોલાવે છે. પરંતુ એ તથા પાત્તુકુટ્ટી પહેલા વર્ગમાં ભણે છે. છોકરાંઓ, બિલાડીઓ, મરઘાં, સ્રીઓ, સમડીઓ, કાગડા, ઉંદરો—આ બધાંય મળીને ખાસ્સો એક મેળો જમાવે છે.

આ મહાન કોલાહલની વચ્ચે આવીને ઊભી છે, એક બકરી!

છે તો બકરી જ. તપખીરી રંગની, ખૂબ સ્ફૂર્તિવાળી. એ સવારના પહોરમાં અમારા ઘરમાં આવીને રસોડામાં ઘૂસી જાય છે ને સવારનો નાસ્તો કરી લે છે. ત્યાર પછી ઓરડામાં પ્રવેશી ઊંઘતાં છોકરાંને ઢંઢોળીને જગાડે છે. એ પછી આંગણામાં જઈ પહોંચે છે અને ત્યાં પડેલાં ફણસનાં પાંદડાં બહુ જ ઝડપથી આરોગવા માંડે છે. પ્રાંગણમાંનું ફણસનું ઝાડ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યું છતાં પણ એમાં ફણસ ઊગે છે. બકરા-બકરીઓને ખાવા માટે એમાં પાંડદાં પણ પૂરતાં રહે છે. એ બકરી નીચે પડેલાં બધાં પાંડદાં ખાઈ લીધા પછી બીજી બાજુના જાંબુડાની નીચે જઈને નીચે પડેલાં બધાં જાંબુ ખાઈ જાય છે. એ પછી ઉપર નજર કરે છે. ત્યાં લીલાં પાંદડાંની વચ્ચે આછા જાંબલી રંગમાં ઝબોળેલ ઝાકળનાં બિંદુ જેવાં જાંબુનાં ઝૂમખાં છે. થોડા દિવસો પહેલાં બકરી પાછલા બે પગ પર ઊભી રહી, નીચી ડાળીમાંનાં જાંબુ ખાવાની કોશિશ કરતી, પરંતુ ત્યાં સુધી પહોંચી નહોતી શકતી. આ ડાળીઓને ઉપર ખેંચીને કોણે બાંધી દીધી છે?

એ આમ એની વેતમાં ઊભી હોય ત્યાં ઉપરથી ફણસનું એક પાંદડું નીચે પડે. એ દોડીને એને ચાટી લઈને મોઢામાં પકડી લે અને અત્યંત સ્વાદપૂર્વક

ચાવીને ખાઈ જાય. ત્યાં તો મા કે ઐશોમ્મા કે આનુમ્મા ફળિયું વાળવા માટે ઝાડુ લઈને આવી પહોંચતી. બકરી દોડીને ઘરમાં ઘૂસી જતી અને ત્યાં ચારે બાજુ ફરી વળતી.

આ કોની બકરી છે? કેટલી સ્વચ્છંદતાથી એ ફરી રહી છે! ક્યાં ક્યાં ઘૂસી જાય છે! શું શું કરે છે! છતાં કોઈ ચૂં કે ચાં સુધ્ધાં કરતું નથી! આયે કેવું ઘર છે? પૂછવાગાછવાવાળુંયે કોઈ નથી!

હું આરામખુરશીમાં બેઠો હતો. ઓરડામાંથી કાગળ ફાડવાનો અવાજ સંભળાયો. નાના બારણામાંથી મેં અંદર નજર કરી. પેલી બકરી મારી પથારીમાં ઊભી છે ને ચોપડી ખાઈ રહી છે!

પેટીની ઉપર 'બાલ્યકાલ સખી'[૧] 'શબ્દંગળ્'[૨] નામની બે ચોપડીઓની નવી આવૃત્તિની અક્કેક નકલ પડી હતી. એમાંથી અત્યારે એ 'બાલ્યકાલ સખી'ને આરોગી રહી હતી. ચોપડીને આગલા પગો વડે દબાવી, બબ્બે ત્રણત્રણ પાનાંઓને ચાટી, મોંમાં મૂકી એ ખાતી હતી. ભલે ખાય. બકરી સારી છે. . . 'શબ્દંગળ્' પણ મોજૂદ છે ને. એને ખાવાની હિંમત કરશે કે?

એને કોઈ જાતનો સંકોચ ન હતો. 'બાલ્યકાલ સખી' એના પેટમાં પહોંચી ગઈ. તરત 'શબ્દંગળ્'ની શરૂઆત કરી દીધી. બે મિનિટમાં તો એનુંય જમણ થઈ ગયું. પછી એણે મારો ધાબળો ખાવાની શરૂઆત કરી એટલે મારી ધીરજનો અંત આવ્યો. છલંગ મારીને હું એની પાસે પહોંચી ગયો:

"હે ગજસુંદરી! આપ એ ધાબળાને આરોગશો મા. એની કિંમત પચાસ રૂપિયા છે. વળી એની બીજી કોઈ નકલ મારી પાસે છે નહીં. મારી ચોપડીઓ હજુ પણ છે. એ બધીય મંગાવી, હું આપને મફત આપીશ."

અને પછી મેં એ બકરીને હાંકી કાઢી. એ ફણસના ઝાડ નીચે પહોંચી ગઈ. ત્યાં બેત્રણ પાંદડાં પડયાં હતાં. દેવીજી એ આરોગવા લાગી. મેં માને બોલાવી પૂછયું:

"આ બકરી કોની છે?"

"એ તો આપણી પાત્તુમ્માની." માએ જવાબ આપ્યો.

"હં, એટલે જ આટલી આઝાદી મળી છે!"

તો આ પાત્તુમ્માની બકરી છે. . . હવે વાત કંઈક સ્પષ્ટ બનતી ગઈ. સવાર પડતાં જ પાત્તુમ્મા એને છૂટી મૂકતી વેળા શિખામણના બે શબ્દો સંભળાવે છે:

---

૧. 'બાલ્યકાલ સખી' — શ્રી બશીરની એક નવલકથા.

૨. 'શબ્દંગળ્' — ખળભળાટ મચાવેલી બશીરની બીજી એક નવલકથા.

"એ લોકો આંગણું વાળીને ફણસનાં પાંદડાં બધાંય ફેંકી દે એ પહેલાં ત્યાં પહોંચી જઈ, એ ખાઈ તારું પેટ ભરી લે, મારી વહાલી બકરી!" બકરી સીધી મોટા રસ્તે થઈ, ઘેર આવી, પોતાની પ્રવૃત્તિ શરૂ કરી દેતી.

બકરીવાળી પાત્તુમ્મા મારી બહેન છે. અબ્દુલ ખાદરથી નાની. દોઢ ફર્લાંગના અંતરે આવેલી મારકીટની પાછળ એ રહે છે. એના પતિ કોચ્ચુણ્ણીને સવારે ચાનાસ્તો દઈ વેપાર કરવા મોકલી આપતી. આ કોચ્ચુણી સાહેબે કેટકેટલા વેપલા કરી નાખ્યા હતા! છેવટે હવે રસ્સી વેચવાનો ધંધો શરૂ કર્યો હતો. સવારે ઘેરથી નીકળ્યા પછી સંધ્યાટાણે જ એ પાછો ફરતો.

કોચ્ચુણ્ણીને રવાના કર્યા પછી, વાસણ માંજી, ગોઠવી, નાની દીકરી ખદીજાને લઈ પાત્તુમ્મા સીધી ઘેર આવી પહોંચતી. એનું આગમન નિરાળું હતું. પૂંછડીની જેમ પાછળ ખદીજા અચૂક હોય જ. પાત્તુમ્માની ચાલ જોતાં એમ જ લાગે કે એ કોઈ સ્વપ્નમાં વિહરી રહી છે! પરંતુ ઘરમાં પગ મૂકતાં જ એનો એ ભાવ બદલાઈ જતો. એનો અવાજ મોટો થઈ જતો. ઊંચા અવાજની એને જરૂર ના હોય તો બીજા કોને હોય? એનું કારણ એ હતું કે એ ઉમ્માની સૌથી મોટી દીકરી હતી. અને ઘરમાં સહુથી વધારે અધિકાર પોતાનો હોવાની એની દૃઢ માન્યતા હતી.

પાત્તુમ્માએ ઘરમાં પ્રવેશ કર્યો કે મેં ધ્યાન દઈને જોયું. એ છે, એની બકરી છે, ઉમ્મા છે, નાની બહેન છે અને બે ભાભીઓ છે. હવે શું થશે?

આવતાંવેંત જ એણે પોતાના અધિકારની રૂએ નાનીબહેન, ઉમ્મા તથા ભાભીઓને સવાલ કર્યો :

"મારી બકરીને કોઈએ કાંજી બાંજી આપી કે?"

"અમારે અહીં સો કામ પડયાં છે અને તને તારી બકરીનું સૂઝે છે." ઉમ્માએ જવાબ આપ્યો.

પછી તો પાત્તુમ્માએ ભાભીઓને કાંઈક પૂછયું, અને નાની બહેનને ધમકાવી.

"હું તને સારી પેઠે ઓળખું છું."

આના જવાબમાં આનુમ્માએ શું કહ્યું તેની સમજ ન પડી. પરંતુ પાત્તુમ્મા-એ પોતાના દુ:ખ વિશે મા આગળ ખૂબ રોદણાં રોયાં. પછી મહેણાં મારતી હોય એમ સંભળાવ્યું :

"તમારે કોઈએ કાંઈ કરવાની જરૂર નથી. એક વાર મારી બકરીને જણવા દો. પછી હું જોઈ લઈશ."

પાત્તુમ્માની બકરી જણશે ત્યારે એ શું કરી નાખશે?

જાંબુડા પર લચકતાં ફળો મંદ હાસ્ય વેરતાં લાગતાં હતાં. હું એને જોતો જોતો આરામખુરશીમાં પશ્ચિમ તરફ પડખું ફેરવી સૂતો હતો ત્યાં "મ્યાઉં, મ્યાઉં" કરતી શરણાર્થી બિલાડીઓ મારી આગળ આવી પહોંચી. એમાંની એકે તો હદ કરી: કૂદકો મારી, મારા ખોળામાં આવી ભરાઈ ગઈ! પરંતુ એ એટલી બધી ચોખ્ખી તો નહોતી જ.

એ કેમ મારા ખોળામાં ચડી બેઠી? અમારી વચ્ચે એવી કોઈ જાતની ઓળખાણ પણ નથી. બનવાજોગ છે કે જોતાંવેંત જ હું એને પસંદ પડી ગયો હોઉં. વારુ, છોને બેઠી . . . એટલામાં રસ્તા પર નજર નાખતાં, કેટલી બધી છોકરીઓ પસાર થતી જણાઈ. હાઈસ્કૂલમાં ભણતી એ તમામ છોકરીઓ મારા તરફ જોઈ રહી હતી.

કેમ, વારુ? કાંઈ કારણ?

એવામાં પાત્તુમ્માની બકરીની પીઠ પર એક કાગડો આવીને બેઠો. એ કાગડાને પીઠ પર બેસાડીને બકરી મારી આગળ આવીને ઊભી રહી. "ક્યાંય જોયા હોય એવું યાદ નથી." એમ કહેતો હોય એ રીતે કાગડાએ ગરદન ત્રાંસી કરી મારી સામે જોયું.

મારી આગળ આવેલ વરંડામાંથી કેટલીક મરઘીઓ કશુંક ચણી રહી હતી. કાગડો ઊડીને એ ટોળાને છેડે જઈ બેસી ગયો.

"આનો તે વળી કયો હક અહીં છે?" એવા ભાવથી મરઘીઓએ કાગડા તરફ દૃષ્ટિ ફેંકી. પરંતુ કાગડો એથી કાંઈ ગભરાય એવો નહોતો. "અહીંનો ખરો હકદાર તો હું જ છું." એવા ભાવથી કાગડાએ ચૂગવા માંડયું.

એ સભામાં એ સમયે એક સફેદ બિલાડીએ પ્રવેશ કર્યો. ટોળામાંથી સૌથી મોટી, કાળી મરઘીને આ દખલગીરી બિલકુલ ગમી નહીં. એણે બિલાડીના માથા પર પોતાની ચાંચ મારી દીધી. બિલાડી ઘૂરકવા માંડી. અને ત્યાર બાદ પૂછડી ઊંચી કરી તમામ વાળ ફરકાવી, "મારો આ ઘરમાં કોઈ જાતનો હક છે કે નહીં એ તો હું હમણાં જ બતાવી આપીશ. હિંમત હોય તો ફરી એક વાર ચાંચ મારી જો." કેમ જાણે પડકારતી હોય એમ એ ટટ્ટાર બનીને ઊભી રહી.

"ઉમ્મા! આ જોયું કે!" ઘોઘરા સાદે બોલતા બોલતા મારા સહુથી નાના ભાઈ અબુબકરે એ મેળાવડામાં પ્રવેશ કર્યો. ધોયેલ, અસ્રીબંધ કપડાં, કાંસકો ફેરવેલ ચમકતા વાળ, ચૂં ચૂં અવાજ કરતા ચપ્પલ — આ બધાનો સરવાળો એટલે અબુબકર. હમણાં તો એ ફક્ત 'અબુ' બની ફરતો હતો. એ સાહેબજાદો ડાબેરી હોવાની વાતો સંભળાતી હતી. દિવસમાં બે વાર તો એ કપડાં બદલતો. મા તો

કહ્યા કરતી કે એની પાસે પગરખાંની સાઠ જોડી છે. દોરા જેવો પાતળો હોવા છતાં ગામ ગજાવે એવો ઘાંટો હતો. વળી હતો પૂરો સ્વાભિમાની. આવતાંની સાથે જ મેં એને બહાર કાઢી મૂક્યો હતો. અત્યાર સુધી એ મારી ઓરડીનો સર્વાધિપતિ બની રાજ કરતો હતો. મને તથા અબ્દુલ ખાદરને ભણવા માટે બાપુએ ઘરની લગોલગ આ ઓરડી ચણાવી આપી હતી. અબ્દુલ ખાદરને પણ મેં એ જ સમયે ઓરડીમાંથી હાંકી કાઢયો હતો. અને પછી એ માની સાથે સૂતો હતો. અબ્દુલ ખાદરના માથાના વાળ હમણાં પાકી ગયા હતા. એને જોતાં એમ જ લાગે કે એ મારો મોટો ભાઈ છે! મારી ઓરડીની પ્રતિકૃતિ સમી બીજી એક ઓરડી એણે ઘરની બીજી બાજુએ ચણાવી છે. હનીફા, એની પત્ની તથા બાળકો રાતે ત્યાં જ સૂએ છે. અબુને મેં બહાર કાઢયો કે એ એની પેટી, ચોપડીઓ, લૅમ્પ, પથારી વગેરે ઊંચકી હનીફાની ઓરડીમાં જઈ પહોંચ્યો.

અબુનો અવાજ સાંભળતાંવેંત બિલાડીઓ ભાગી ગઈ. કાગડાઓ ઊડી ગયા. મરઘીઓ વિખેરાઈ ગઈ. પાત્તુમ્માની બકરી પેલી તરફ—સ્ત્રીઓની પાસે જઈ પહોંચી. છોકરાઓ રડતા બંધ થઈ ગયા. સમડી તથા ગીધ શબ્દશૂન્ય બની ક્યાંક લપાઈ ગયાં. સ્ત્રીઓની વાતચીત બંધ પડી ગઈ. ઘરમાં શાંતિ છવાઈ ગઈ!

અબુનો અવાજ પહેલાં કરતા મોટો થયો:

"મોટાભાઈ! તમે આ બધું શી રીતે ચલાવી લો છો? બિલાડી, છોકરાં, મરઘા, કાગડા, બકરી... વગેરે. ઉફ, બકરીને પાળવા માટે ખોળી કાઢેલી એક જગ્યા! આ બધાંયને હું સીધાં દોર કરી નાખીશ. ઉમ્મા! મારી લાકડી તથા ગલોલ લાવ તો."

પાત્તુમ્મા દુ:ખી બની બોલતી સંભળાઈ:

"ખદીજા! આપણી બકરીને બોલાવી લાવ, આ ઘરમાં આપણો કોઈ જાતનો હક રહ્યો નથી એની હવે ખબર પડી ગઈ. લે, ચાલ. ઉમ્મા! અમે જઈએ છીએ, હો."

અબુ ગુસ્સામાં બરાડવા લાગ્યો: "આ ઘરમાં મારો કોઈ હક છે કે નહીં એની મને પણ ભાળ કાઢી લેવા દે. હનીફાભાઈ તથા એનાં બૈરી-છોકરાંને આજે હું બહાર કાઢીશ."

હું પણ ત્રાડી ઊઠયો: "અલ્યા, આ ઘરમાં હવે તારો ઘાંટો ના સંભળાવો જોઈએ; સંભળાશે તો તારાં હાડકાં હું ખોખરાં કરી નાખીશ. છે તો સોટી જેવો અને એનો અવાજ તો જુઓ. એલા અબુડા! આ હનીફા એનાં બૈરી-છોકરાંને લઈ કયાં રહેવા જશે?"

અબુનો અવાજ નરમ પડયો :

"હનીફાભાઈને પોતાની જમીનમાં ઘર ચણાવી રહેવા દો."

એ પણ ઠીક, આવી એક વાત ચાલી રહી હતી ખરી. ઘર બાંધવા અંગે હનીફાએ મારા મોઢે વાત કરી હતી. અહીંથી બે માઈલ દૂર, પહાડની તળેટીમાં રસ્તાની બાજુએ એણે એંસી સેંટ જમીનનો ટુકડો ખરીદ્યો હતો. એમાં એણે સારા પ્રમાણમાં આંબા તથા કેળ ઉગાડયાં હતાં. ત્યાં એક ઘર ચણાવવા માટે જોઈતી ચીજવસ્તુઓ તથા મદદની એ મારી પાસેથી અપેક્ષા રાખી રહ્યો હતો. કહે છે કે એની પાસે બિલકુલ પૈસા નથી. સવારના ચાર વાગ્યે ઊઠી, ચાલતો જઈ કેળ વગેરેને પાણી પાઈ સાત વાગ્યે એ ઘેર પાછો આવી જતો. ત્યાર પછી એ, લયલા તથા અબીને લઈ નદીએ નાહવા ઊપડી જતો. બાપા તથા છોકરાંઓને સારી રીતે બનતું હતું. તેઓની જમીનમાં ઘર તૈયાર થશે ત્યારે મને ત્યાં લઈ જશે એમ લયલા તથા અબીએ કબૂલ્યું હતું. સૈયદ મહમ્મદ પણ એમ જ કહેતો. એ, એની મા — આનુમ્મા — તથા બાપા —સુલેમાન — ને રહેવા માટે ઘરની લગોલગ આવેલી જમીનમાં એક ઘર તૈયાર થઈ રહ્યું હતું. લાકડાનું કામ તો પતી ગયું છે. પથ્થર આવી ચૂકયા છે. હનીફાએ તો આવું કાંઈ જ કર્યું નથી.

મેં કહ્યું : "અલ્યા, અબુડા! લાગે છે કે હનીફાની પાસે પૈસા નથી."

અબુ ધીમા અવાજે બોલ્યો :

"હનીફાભાઈ તો એક નંબરના કંજૂસ છે. એની પાસે પુષ્કળ પૈસા છે."

"ચાલ હટ, અહીંથી."

રબરની ગલોલ તથા કેટલાક ગોળ પથ્થર લઈ અબુ પક્ષી મારવા ચાલ્યો ગયો.

"ચાલ બકરી! એ કાંઈ કરશે નહીં." પાત્તુમ્મા પોતાની બકરીને સાંત્વન દેતી આ તરફ આવી. એવામાં બાજુના વાડામાં અબુને ઊભેલો જોઈ, એ સહેજ મોટા અવાજે બોલી ઊઠી :

"અલ્યા, અબુ! જરા મર્યાદામાં રહેતો હોય તો! મોટાભાઈ આવ્યા છે એનું તને ભાન છે કે નહીં?"

"સાંભળ્યું, મોટાભાઈ! આ મોટીબહેન હવે મને તું-તાંથી જ બોલાવે છે. તમારા આવવાથી એની હિંમત ઓર વધી ગઈ છે!"

પાત્તુમ્મા અબુ કરતાં કયાંય મોટી હતી. પાત્તુમ્માએ એને 'અલ્યા અબુ' એમ કહ્યું તો એમાં તો એનું અપમાન થઈ ગયું!

મેં કહ્યું: "તો હવેથી અમે તને 'અબુ સાહેબ' કહીને બોલાવીશું, બસ? ચાલ, હઠ અહીંથી."

પાત્તુમ્મા મારી નજીક આવી. આમતેમ નજર ફેરવી ખાતરી કરી લીધી કે ત્યાં એટલામાં કોઈ જ નહોતું. એ અત્યંત ખાનગી રીતે કહેવા લાગી: "મોટાભાઈ! વાતની કોઈને ખબર ના પડવી જોઈએ. આનુમ્માને જાણ થશે તો બાધવા આવશે. હવે મોટાભાઈ! મને પૈસા કાંઈ આપશો જ નહીં. ખદીજા માટે એક જોડી કાપ બનાવી આપશો તો બસ થઈ રહેશે. આની હનીફાને ખબર ના પડવી જોઈએ. નાનો ભાઈ, મા, અબુ કોઈને જાણ ના થવી જોઈએ."

મેં ધીમા અવાજે પૂછ્યું: "કાપ ચાંદીના જોઈશે કે સોનાના?"

આઘુંપાછું જોઈ હળવેથી પાત્તુમ્મા બોલી:

"સોનાના જ જોઈએ. મોટાભાઈ, કોઈને કહેશો તો નહીં ને?"

"ના રે." મેં કહ્યું: "એકદમ ખાનગી રાખીશ."

આ રીતે પાત્તુમ્મા જોડે હું એક છૂપા કરારમાં બંધાયો.

"કાપ જલદી જોઈશે, હોં!" પાત્તુમ્મા બોલી.

"વારુ, જોઈશ." મેં જવાબ વાળ્યો.

કાપનો પ્રશ્ન તાકીદનો બનવા પાછળ એક કારણ હતું. હું જ્યારે આવ્યો ત્યારે એરણાકુળમ્‌થી ત્રણ નાની છત્રી મંગાવી, અબ્દુલ ખાદરની દીકરી પાત્તુ-કુટ્ટી, હનીફાના દીકરા અબી તથા આનુમ્માના પુત્ર સૈયદ મહમ્મદને વહેંચી આપી હતી. પાત્તુમ્માની દીકરી ખદીજાને છત્રી આપી નહોતી. પાત્તુકુટ્ટી, અબી, સૈયદ મહમ્મદ તથા ખદીજા લગભગ સરખી ઉંમરનાં જ ગણાય. મસ્તી, તોફાન, શોરબકોર તથા રડવામાંય ચારેય જણ સરખાં. આમ છતાં મેં ખદીજાને છત્રી ના આપી. શા માટે? ખરું કહું તો હું ભૂલી જ ગયો હતો. કાંઈ વાંધો નહીં. એને હવે સોનાના કાપ મળી જશે.

પાત્તુમ્મા અંદર જઈ કોઈ ઘરકામમાં પરોવાઈ ગઈ. આ તકનો લાભ લઈ આનુમ્મા ધીમા પગે મારી પાસે આવી. એ મહિનાવાળી હતી. પાત્તુમ્મા કદી નિશાળે ગઈ જ નહોતી ત્યારે આનુમ્મા નિશાળમાંથી લખતાં-વાચતાં શીખી હતી. આ એક જ કારણથી એની વાતચીત પાત્તુમ્મા જેવી નહોતી. એ ધીમા અવાજે બોલી:

"મોટાભાઈ! મને રૂપિયા આપશો જ નહીં. એના બદલે વાસણ અપાવશો તો ઘણું થઈ રહેશે. એનીય મારે હમણાં જરૂર નથી. અમે જુદાં રહીએ ત્યારે ચાલશે. આ વાત મોટીબહેનને કહેશો જ મા."

એટલે કે પાત્તુમ્માને આની ખબર ના પડવી જોઈએ. આ હતો એની વાતનો ટૂંકસાર. એને જાણ થશે તો વળી કહેવા લાગશે –

"બસ, બસ. તારી ચોરીછૂપી હવે બહુ થઈ. ભણેલીગણેલી મડમ! મારી ગેરહાજરીમાં તેં મોટાભાઈ પાસેથી બધુંય લઈ લીધું ને!"

આવું સંભળાવવાનો વખત ના આવે એટલા માટે વાસણની વાત કાનોકાન કોઈની પાસે જવી ના જોઈએ. આનુમ્માને ઘરમાં જોઈતાં વાસણો ખરીદી આપવા તેમ જ આ વાતને ગુપ્ત રાખવાના કરારમાં મેં સહી કરી. અને હું શાંતિથી બેઠો હતો ત્યાં કોલાહલ સંભળાયો :

"ઉળ્ળાડત્તિપારૂ! ઉળ્ળાડત્તિપારૂ! હું નહીં લઈ જાઉં."

લયલાનો અવાજ હતો. એ આવું બધું કોને કહેતી હતી? લાંબા સમય સુધી મારે રાહ જોવી ના પડી. અપમાન ના સહન થવાથી અશ્રુભીની આંખો સાથે સૈયદ મહમ્મદ મારી આગળ હાજર થયો. સાવ નાગો! દુ:ખી અવાજે એ બોલ્યો :

"મોટામામા! લયલા મને ઉળ્ળાડત્તિપારૂ કરી ચિડાવે છે."

એક છોકરી એક છોકરાને ઉળ્ળાડત્તિપારૂ કહીને ચીડવે એથી મોટું અપમાન બીજું શું હોઈ શકે?

"જા, જલદી લાકડી લઈ આવ." સૈયદ મહમ્મદ લાકડી લેવા દોડયો.

"અલી લયલા! અહીં આવ," મેં એને બોલાવી.

એ આવી. તદ્દન નાગીપૂગી! સૈયદ મહમ્મદે આણેલ સોટી જોઈ એ બોલી ઊઠી: "કાકાને નહીં લઈ જાઉં."

"નહીં લઈ જતી." આટલું કહેતાંની સાથે મેં સૈયદ મહમ્મદના હાથમાંથી સોટી લઈ લીધી. લયલા મોટેથી રડવા લાગી: "અમ્મી! અમ્મી!"

લયલા એની માને અમ્મી કહીને જ બોલાવતી. મેં કહ્યું: "બોલાવ તારી અમ્મીને. તારા બાપાને પણ બોલાવ. મોટાબાપાનેય બોલાવ. હું બધાંયને મારીશ."

મોટાબાપા એટલે દાદા અથવા નાના. પરંતુ અહીં તો લયલાની માના બાપ એટલે કે એના નાનાને ઉદ્દેશીને મેં કહ્યું હતું. એ મહાશય હનીફાના કેળના બગીચાની આગળ રહે છે. એટલામાં જ કયાંક એક રેલવે સ્ટેશન ઊભું થવાનું છે અને એ વખતે જમીનના મોં માંગ્યા દામ મળશે. સાથોસાથ એ જમીન પણ સુધરી જશે. આ બધાયનો અગાઉથી વિચાર કરી, લયલાના નાનાએ હનીફા પાસે એ જમીન લેવડાવી હતી.

"અમ્મીને મારશો મા! બાપાને મારશો મા! મોટાબાપાને પણ મારશો મા!" લયલા બોલી ઊઠી.

"તો પછી હવેથી તું કોઈને ઉળ્ળાડત્તિપારૂ કરીને ચીડવતી નહીં."

"નહીં ચીડવું."

"તારા બાપા નવું ઘર બંધાવે ત્યારે ત્યાં સૈયદ મહમ્મદને લઈ જઈશ?"

"બધાયને લઈ જઈશ." એની આંખોમાં આંસુ હતાં.

હાશ! એ કેસનો નિકાલ તો આવી ગયો. નુકસાની પેટે સૈયદ મહમ્મદને બે પિપરમીટ તથા મોંઘી કિંમતનું એક કેળું ચૂકવવામાં આવ્યાં. મારી પાસે ટમેટાં, પિપરમીટ, અનનાસ, ત્રણેક જાતનાં કેળાં—આ બધુંય સ્ટૉકમાં રહેતું. આમાં એક માત્ર પિપરમીટની ગોળી પૈસા ખરચીને લેવી પડતી—છોકરાંઓને છાનાં રાખવા માટે! બાકી બધુંય મારા નાના ભાઈઓ, કોચ્ચુણ્ણી તથા સુલેમાન ખરીદીને આપી જતા. નબળી તબિયતને અંગે મારા માટે ખૂબ ફળ ખાવાની જરૂર હતી. ફળ વગેરે હું મારા ટેબલ પર જ રાખી મૂકતો. એક દિવસ સૈયદ મહમ્મદને ટેબલ પરથી ફળ ચોરીને ખાતાં મેં પકડી પાડ્યો હતો. મારી સમક્ષ એ ચોર પુરવાર થયો એ બદલ એને પારાવાર દુ:ખ થયું. એ મોટેથી રડી પડ્યો. ભવિષ્યમાં એને આ રીતે રડવાનો ફરી વાર અવસર ના આવે એટલા માટે મેં બધુંય મારી પેટીમાં રાખવા માંડ્યું. સૈયદ મહમ્મદને પિપરમીટ તથા કેળું ખાતો જોઈ લયલાને રડવું આવી ગયું. એને પણ મેં બે પિપરમીટ તથા એક કેળું આપ્યાં. ગંધ પારખી આવેલ આરીફાને પણ એટલી જ માત્રામાં એ ચીજો આપી. ઝુબૈદા તથા રશીદના માટે બબ્બે લેખે પિપરમીટ મોકલી આપી. ત્યાર પછી આરામથી આનુમ્મા પાસે ચાનો એક કપ મંગાવી, એક બીડી સળગાવી, એક ચોપડી લઈ આરામખુરશીમાં પડતું મૂક્યું.

આમ સૂતો હતો ત્યાં મારી મા નજીક આવી. માજીને સડસઠ કે સિત્તોતેર વરસ થયાં હતાં. પરંતુ દાંત તમામ સલામત હતા. મળસકે ચાર વાગ્યે ઊઠતાં. પછી નહેરમાં ભીંજાયેલ નાળિયેરીનાં પાંદડાં લઈ આવી એ ગૂંથવા મંડી પડતી. એ કામ પૂરું થયેથી તરત જ બધાંયને કંપાઉંડમાં સુકાવા માટે મૂકી દેતી. સૂરજ નીકળતાં જ એ સુકાવા લાગતાં.[1] પછી ઘરવપરાશ માટે પાણી ભરવાનું શરૂ

---

૧. કેરળમાં ઝૂંપડાં કે નાનાં મકાનોમાં નળિયાંને બદલે નાળિયેરનાં સૂકવેલાં પાંદડાં ઉપયોગમાં લેવાય છે. આ માટે પત્તાંને વચ્ચેથી ચીરી બે ભાગ કરવામાં આવે છે. બે ત્રણ દિવસ પાણીમાં રાખી મૂકવાથી નરમ પડી જતાં જુદી જુદી પત્તીઓની ગૂંથણી કરી ટાટું બનાવાય છે. સુકાઈ ગયા બાદ છાપરા પર છાવરવામાં આવે છે.

કરી દેતી. બંને હાથમાં એક્કેક મોટો ઘડો ભરીને લઈ આવતી. પાત્તુમ્મા, આનુમ્મા, ઐશોમ્મા, કુન્યાનુમ્મા —આ બધાયને ધમકાવી નાખતી; મોટેથી બૂમો પાડતી. રાતના દસ વાગતા સુધી એ એકધારું કામ કર્યા કરતી. રાતે મોટા ભાગે ક્યારેય પાત્તુમ્મા ઘરમાં ના રહેતી. છતાં પણ ઘરમાં નગદ ત્રણ સ્ત્રીઓ તો હતી જ. પછી શા માટે મા આ ઢસરડા કરતી હશે? છાનીમાની ઘરમાં બેસી રહેતી હોય તો? આવા સવાલોના જવાબ મા પાસે હંમેશા તૈયાર મળી આવતા: "એ લોકોને કાંઈ કહેતાં કાંઈ આવડતું નથી. ઘરની દેખભાળ કેમ રાખવી એ તો કોઈ શીખી જ નથી." વારુ, તો હવે એ લોકોને શીખવા દો. ઘરનો સઘળો કારભાર મા તેઓને સોંપી દેતી હોય તો! આનો પણ જવાબ માની પાસે હોય: "અલ્યા, ઘરની બાબતમાં તને શી ગમ પડે? તું રહ્યો એકલો જીવ અને ત્રણ વેંતનું પેટ!"

જ્યારે આ દલીલથી હું હારતો નહીં ત્યારે એ કહેવા લાગતી: "એ બધીય છૈયાંછોકરાંવાળી છે ને? છોકરાંઓને કોણ સંભાળશે?"

આનોય હું ઉકેલ સૂચવતો: "એકાદ જણી છોકરાંઓ સંભાળે અને બીજી બધી કામ કરે."

"અલ્યા, તું આ બધુંય કહી શકે છે. તારે શું? એકલો જીવ અને ત્રણ વેંતનું પેટ! લાવ, મને થોડા રૂપિયા દે."

આમ હંમેશા અમારી વાતચીત રૂપિયા આગળ આવીને અટકી જતી. એ મારા સ્વાસ્થ્ય માટે સારું ના લાગતું. આ એક જ કારણથી મા ગમે તેટલો ભાર ઊંચકે અથવા ગમે તેવું કામ કરે તોય હું એ જોઈને ગુપચુપ બેસી રહેતો. મારે શા માટે જે-તેમાં માથું મારી, મા પાસે રૂપિયાની માગણી કરાવવી?

આવતાંની સાથે જ માએ ધીમા અવાજે કહ્યું:

"અલ્યા, મને એક દસ રૂપિયા આપ."

"હમણાં મેં તને કોઈ શિખામણ આપી હતી, મા! જેથી કરીને તારે મારી પાસે રૂપિયા માગવા પડે?" હું જાણે એને આમ પૂછતો હોઉં એ રીતે સૂચક દૃષ્ટિ મેં ફેંકી.

માએ પૂર્વવત્ ધીમા અવાજે આગળ ધપાવ્યું: "અબ્દુલ ખાદરને આની ગંધ ના આવવી જોઈએ. હનીફાને ખબર ના પડે; આનુમ્મા તથા પાત્તુમ્માને આની જાણ થવી જોઈએ નહીં."

હું પણ જાણે અત્યંત ખાનગી વાત કરતો હોઉં એમ ધીમા અવાજે બોલ્યો: "કુન્યાનુમ્મા તથા ઐશોમ્મા જાણે તો વાંધો નથી ને?"

માને ગુસ્સો આવ્યો: "આપવા હોય તો આપ. કોઈનેય આની ખબર ના પડવી જોઈએ."

મેં પણ સહેજ ગુસ્સે થઈને પૂછ્યું:

"મારા આવ્યા બાદ, આ ઘરમાં મેં કેટલા રૂપિયા આપ્યા છે? જાહેરમાં તથા ખાનગીમાં મળીને કુલ્લે કેટલા રૂપિયા તેં મારી પાસેથી લીધા છે?"

કોઈ અત્યંત ખાનગી વાત કરતી હોય એ ઢબે મા બોલી: "હું એવું ક્યાં કહું છું કે તેં કાંઈ આપ્યું નથી? અત્યારે મને દસ રૂપિયાની જરૂર છે."

"અગાઉ મેં જે આપ્યા હતા એ બધા ક્યાં ગયા? રૂપિયા દીધે એટલા બધા દિવસો તો હજુ થયા નથી. એ ક્યાં છે?"

અત્યંત ધીમા અવાજે માએ જવાબ આપ્યો:

"જરા ધીમે બોલ. એ બધાય અબ્દુલ ખાદર લઈ ગયો."

"એને તો મેં બીજાય રૂપિયા આપ્યા છે. લંગડો! આવવા દે, એને."

નાનપણમાં જ એના ગળાની નીચે લકવાની અસર થઈ આવી હતી. એની સારવારમાં બાપાએ હજારો રૂપિયા ખરચ્યા છતાં પણ જમણા પગમાં ખોડ રહી ગઈ. પરિણામે એ લંગડાતો જ ચાલતો. શરીર તો પહેલવાનના જેવું અલમસ્ત હતું. પણ જમણો પગ બહુ જ પાતળો હતો. લોખંડની લાકડીના ટેકાથી એ ચાલતો.

માએ હળવા સાદે કહ્યું:

"એને તો તું કાંઈ કહેતો જ નહીં. આખરે આવડા મોટા કુટુંબની દેખભાળ તો એ જ રાખે છે ને? આજે એ ના હોત તો તને ખબર પડતે. તારે શું? એકલો જીવ અને ત્રણ વેંતનું પેટ! જ્યાં ત્યાં રખડયા કર્યું. જે તે ઠેકાણે રહી રહીને તેં કેટલા રૂપિયાનું પાણી કર્યું?"

"એનો દંડ પણ મેં ભરી દીધો છે. અહીં પણ મેં ખૂબ રૂપિયા ખર્ચ્યા છે."

"અલ્યા, જરા ધીમે બોલતો હો તો? રૂપિયા વાપર્યાની કોણે ના પાડી? અત્યારે કોઈને ખબર ના પડે એ રીતે મને દસ રૂપિયા આપી દે."

"આ પહેલાં પણ મેં કોઈને ખબર ના પડે એ રીતે મેં તને રૂપિયા આપ્યા હતા એ બધાય અબ્દુલ ખાદરે કેવી રીતે લઈ લીધા? આ રહસ્યનો ભેદ એ શી રીતે જાણી શકયો?"

"ધીમે બોલ, અબી તથા પાત્તુકુટ્ટીએ એને કહી દીધું."

મેં ધીમા અવાજે કહ્યું: "મા! આજે હું પણ તને એક ખાનગી વાત કહું છું. બીજા કોઈને કહેતી નહીં, હોં! અત્યારે મારી પાસે બધુંય મળીને પાંચ રૂપિયાની એક નોટ જ છે. આ સિવાય ફૂટી કોડીય નથી."

તરત જ મા બોલી ઊઠી: "લાવ, એ મને આપી દે."

મેં આગળ પાછળ નજર કરી જોઈ. પછી અંદર ઓરડીમાં જઈ નોટ તથા એક કેળું લઈ બહાર આવ્યો. કેળાની સુગંધ માણી પાત્તુમ્માની બકરી આવી પહોંચી. છાલ કાઢી, કેળું હું ખાઈ ગયો. મને કંઈક ખાતો જોઈ માની શરણાર્થી બિલાડીઓ દોડી આવી, માની દેખરેખ હેઠળ વિહરતી મરઘી પણ ત્યાં ટપકી પડી. કેળાની છાલ મેં પાત્તુમ્માની બકરીને આપી દીધી. પછી આમ-તેમ નજર ફેરવી લીધી. હજુ પણ કાંઈક મળવાની આશામાં બકરી ત્યાં જ ઊભી હતી. ત્યાં માણસમાં કોઈ જ નહોતું. મરઘી, પાત્તુમ્માની બકરી તથા બિલાડીઓ ત્યાં ઊભી હતી. બહુ જ સાવચેતીપૂર્વક છુપાવીને મેં એ પાંચ રૂપિયાની નોટ માના ખોળામાં મૂકી દીધી. માએ પણ ઝડપથી આમતેમ નજર ફેરવી લીધી. કોઈ માણસને એટલામાં ના જોવાથી નોટની ગડી કરી ઓઢણીના એક છેડે બાંધી, એ છેડાને કબજાની અંદર ખોસી દીધો. પછી જાણે કાંઈ જ ના બન્યું હોય એમ ઠાવકું મોં કરીને બેસી ગઈ.

મેં પૂછ્યું : "શા સમાચાર છે, મા?"

માએ જવાબ આપ્યો: "અલ્યા! મારી આટલી ઉંમર થઈ. કોણ જાણે ક્યારે મરી જઈશ. હવે આ ઉંમરે એક જ ઇચ્છા છે. તું કોઈ કન્યા જોડે લગ્ન કરી લે, બસ, પછી તારી સાથે થોડા દિવસ ગાળી લઉં એટલે બહુ થયું."

આ સાંભળી હું મોટા અવાજે બોલી ઊઠયો:

"મનમાં ઘણુંયે થાય કે થોડાક દિવસ શાંતિપૂર્વક ક્યાંક પસાર કરી લઉં. પણ કોઈ એમ રહેવા દેતું નથી. પાત્તુમ્મા! આનુમ્મા! જલદી અહીં આવો. મારી પેટી તથા બિસ્તરો લઈ આવો. અને સાથે સાથે એક મજૂરને પણ બોલાવી લાવો, જલદી."

બંને દોડી આવી. આનુમ્માએ માને પૂછ્યું : "આ બધું શું છે, મા?"

"માએ મોટાભાઈ પાસે પૈસા માગ્યા હશે." પાત્તુમ્માએ જવાબ આપ્યો.

હું તરત જ બોલી ઊઠયો: "એવું કાંઈ જ નથી."

મા ઊઠીને અંદર ચાલી ગઈ. "શી વાત છે, મા?" એમ પૂછતી બંને બહેનો માની પાછળ ગઈ.

થોડીક શાંતિ થઈ. ફરી એક વાર આનુમ્મા પાસે ચાનો એક કપ મંગાવીને પીધી. ત્યાર પછી એક બીડી પીવા લાગ્યો. એવામાં પાત્તુમ્માની બકરી, આંગણામાં ઊભી ઊભી, વરંડામાં મારી પાસે પડેલ માચીસની ડબ્બીને જીભ વડે ખાવાની કોશિશ કરતી હતી. એમાંથી દીવાસળી કાઢી લઈને ખાલી ખોખું મેં એને આપ્યું.

પાત્તુમ્માની બકરી ટેસથી એ ખાલી ખોખું આરોગી ગઈ. પછી પણ એને ત્યાં ઊભી રહેલી જોઈ મેં એને કહ્યું:

"હે ગજસુંદરી! આ દીવાસળીની મારે સખત જરૂર છે. બીજાં ખાલી ખોખાં હું તને જરૂર શોધી આપીશ."

એવામાં પાત્તુમ્માએ એની બકરીને થોડું ભાતનું પાણી લાવીને આપ્યું. મેં પાત્તુમ્માને કહ્યું:

"પાત્તુમ્મા! તારી આ બકરી મારી બે ચોપડીઓ ખાઈ ગઈ છે."

આ સાંભળી, પાત્તુમ્મા એવા ભાવથી બોલી કે જાણે મેં કોઈ મોટો ગુનો કરી નાખ્યો હોય! "એવું ના કહેશો, મોટાભાઈ! મારી બકરી એવું કાંઈ કરે જ નહીં." પછી અત્યંત ધીમા અવાજે એ બોલી: "પેલા કાપની વાત?"

મેં પણ એટલા જ ધીમા અવાજે જવાબ આપ્યો: "મને યાદ છે."

"જોજો. આ વાતની કોઈને ખબર ના પડે." ધીમા સાદે આટલું બોલી, વાસણ લઈને એ અંદર જતી રહી.

રશીદ તથા ઝુબૈદા રડતાં હતાં. આની સહાનુભૂતિ દર્શાવવા આરીફા, સૈયદ મહમ્મદ તથા લયલાએ પણ રોવાનું શરૂ કરી દીધું. વચ્ચે વચ્ચે "અમ્મીને નહીં લઈ જાઉં." એમ લયલા બોલતી હતી. એવામાં અબુ એક પત્ર લઈને ત્યાં આવ્યો. પત્ર મને સોંપી, હાથમાં લાકડી લઈ, "આ બધું શું છે?" એમ ગરજતો ગરજતો એ અંદર ચાલ્યો ગયો. એનો અવાજ પડતાં જ છોકરાંઓનું રુદન થંભી ગયું! ઘરમાં શબ્દશૂન્યતા વ્યાપી ગઈ!

મેં પત્ર ખોલીને વાંચ્યો, દૂર—મદ્રાસ નગરીમાંથી આવેલ પત્ર હતો. રા. રા. શ્રી એમ. ગોવિંદનની પત્ની ડૉક્ટર પદ્માવતી અમ્માએ એક પુત્રને જન્મ આપ્યાના સમાચાર હતા. મા તથા દીકરાની તબિયત સારી હતી.

મા તથા નવજાત શિશુની સુખાકારી ઇચ્છતો એક જવાબ મેં તરત જ લખી નાખ્યો. એક નાનોભાઈ મળવા બદલ મેં બાલાને અભિનંદન પાઠવ્યાં. એની પાસે રહેલ મૂડી, અઢી રૂપિયા, બૅંકમાં જમા કરાવવાનું એને કહેવાનું એમ એના બાપને ઉપદેશ આપ્યો. શ્રી એમ. ગોવિંદનને બીજી વાર મહાન પિતૃસ્થાન મળ્યું એ બદલ એની ખૂબ જ પ્રશંસા કરી. સાથોસાથ બીજી એક

વાત પણ લખી નાખી: એમ. નારાયણન નંબિયાર એમ. એ., કે. સી. એસ. પણિક્કર, ડેવિડ જૉર્જ, જાનમ્મા, પાસ્કુટ્ટી અમ્મા, કે. એ. કોડુંગલ્લુર, કે. પી. જી. પણિક્કર (ગોપકુમાર) શરતકુમાર, રામજી, આર. એમ. માણિક્કન ઈત્યાદિ મારા મદ્રાસવાળા મિત્રો મળે તો હું મારી માની સાથે રહેતો હોવાના ખબર આપવાનું તથા સહુના ખબરઅંતર પૂછ્યા હોવાનું પત્રમાં ઘસડી કાઢ્યું. પિતા, બાળકો, તથા માતાની ફરી એક વાર·કુશળતા ઈચ્છતાં ઈચ્છતાં પત્ર પૂરો કર્યો. પત્ર કવરમાં નાખી, ચોંટાડી, સરનામું કરી લીધા બાદ અબુને બોલાવ્યો: "જા, જલદી જઈ ટપાલમાં નાખી આવ." એને હુકમ કરતાં કરતાં બીજી એક વાત યાદ આવી:

"ઊભો રહે." મેં કહ્યું: "તારા વિશે ઘણી ફરિયાદો આવે છે, એનું શું? અબ્દુલ ખાદરની દુકાનમાંથી બધા રૂપિયા ઉપાડી તારી મરજીમાં આવે તેને ઉધાર દેતો ફરે છે અને નવાં જે કાંઈ માસિક-સામયિક બહાર પડે તે બધાંયની તું એજન્સી લે છે એ બધું શું સાચું છે? વળી તું કોઈનું કહ્યું માનતો જ નથી. આ બધું શું છે?"

આ બધી ફરિયાદના જવાબમાં એણે એક જ વાત ઉચ્ચારી: "અહીં કોઈ મને દેખી શકતું નથી."

આના જવાબમાં હું કાંઈ બોલું એ પહેલાં તો એ બોલવા લાગ્યો:

"મોટાભાઈ! તમે અહીં પગ મૂક્યો ત્યારથી જરા ઝીણવટભરી નજરે જુઓ — ભાભીઓ, મોટીબહેનો, મા બધાંએ મળીને આંગણું તથા ઘર ચારે તરફથી વાળીઝૂડીને સાફ કર્યાં. કચરો એકઠો કરી બાળી નાખ્યો, એ જોયું! આ પહેલાં હું કેટલીયે વાર સાફસૂફી કરવાનું કહી કહીને મરી ગયો. પણ કોઈએ મારું માન્યું જ નહીં પણ ઊલટાનું મને સાફ કરવાનું કહેવા લાગ્યાં. તો પછી હવે આ કેમ કર્યું? આ બધીય તેઓની તરકીબ છે, મોટાભાઈ! તમારી પાસેથી પૈસા કઢાવવાની યુક્તિ! પૈસાદાર આવે કે એને ખુશ કરવા માટે બધાંય તૈયાર થઈ ગયાં. હું શું પૈસાવાળો છું? મારી પાસે પૈસા જ ક્યાં છે? મોટાભાઈ! હવે આપણે આ ફળિયું પાકું કરાવીશું. ઘરની ઉપર નાળિયેરીનાં પાનને બદલે નળિયાં મુકાવીશું."

"આપણે એટલે?" મેં સવાલ કર્યો.

"એટલે મોટાભાઈ, રૂપિયા તમારે આપવાના, મારી પાસે પૈસા ક્યાં છે?"

જમી લીધા બાદ, એ પત્ર લઈને ચાલ્યો ગયો. એ દુકાને જાય તો જ અબ્દુલ ખાદર જમવા આવી શકે તેમ હતું. એ ગયો કે તરત જ હનીફા આવી ચડ્યો.

હનીફા પહેલા લશ્કરમાં હતો. ત્યાર પછી એ દરજી બન્યો. સાથેસાથ એણે સાઇકલની એક દુકાન પણ ખોલી. એ હતો ફેશનપરસ્ત જીવડો. ડબલ મુંડ (લુંગી), ઝભ્ભો, વ્યવસ્થિત રીતે ઓળેલા વાળ, કિલન શેવ — આ હતો એનો ચહેરો-મોરો! પરંતુ અત્યારે તો એણે સસ્તી કિંમતની લુંગી પહેરી હતી. જરૂર આમાં કંઈક ભેદ હોવો જોઈએ. હું મૌન રહ્યો. કદાચ મારાથી કાંઈક બોલાઈ જાય તો...?

શરૂઆત એણે જ કરી: "મોટાભાઈ! હું મારી જમીન વેચવાનું વિચારી રહ્યો છું. તમને હું ઓછી કિંમતે આપીશ."

"હમણાં શા માટે વેચે છે?"

"પૈસા નથી માટે સ્તો. પૈસા હોત તો એકાદ ખમીસ સિવડાવીને ના પહેરતે?"

"વારુ, જમીનની કેટલી કિંમત મળવી જોઈએ?"

"મોટાભાઈ, તમે છો એટલે સસ્તામાં આપીશ, દસ હજાર આપી દો."

દસ હજાર રૂપિયા! આ જમીન હનીફાએ શા ભાવે ખરીદી હતી એની મને માહિતી હતી. મેં વાતનો વિષય બદલ્યો: "હમણાં તું ઘરખર્ચ માટે શું આપે છે?"

બેત્રણ વર્ષ પહેલાં હનીફા, ઘરમાં રોજના બે આના લેખે આપતો હતો. એ, એની પત્ની તથા બે બાળકોના ખાવાપીવાના ફક્ત બે જ આના! ગાદલાં ગોદડાં માટે એણે કદીય પૈસા ખર્ચ્યા નહોતા. તેલ તથા સાબુ એણે ક્યારેય ખરીદ્યાં નહોતાં. છતાંય આ બધું એની બે આનીમાં આવી જતું! આથી અબ્દુલ ખાદર ક્યારેક તપી જઈ એને સંભળાવતો. પણ એને કોઈ જાતની લાજશરમ હતી જ નહીં. અબ્દુલ ખાદર વધારે કાંઈ કહેતો કે તરત જ એ બોલી ઊઠતો:

"વારુ, હવે હું લશ્કરમાં ચાલ્યો જઈશ. સરકારને હજુ પણ મારી જરૂર છે."

એ વખતે હું વચ્ચે પડયો એટલે બંને વચ્ચે સમજૂતી થઈ હતી. એ પછી એના બે આનાના મેં ચાર આના કરાવ્યા. પછી તો ધીરે ધીરે એ બાર આના સુધી થઈ ગયા. પરંતુ હું ગયો કે તરત જ હનીફાએ એમાં કાપ મૂકયો. અને અંતે તેણે જૂના બે આના જ કર્યા હોવાનું મને સાંભળવા મળ્યું હતું. આજે પણ મને એ વાતની આછી યાદ છે. હનીફાને એક બાળક થયું કે એની પાસે વધારે પૈસા કઢાવવાનું એક બહાનું મળી ગયું. પણ એણે મારા સવાલનો જવાબ ના જ આપ્યો. એણે કહ્યું: "અબ્દુલ ખાદરભાઈની કનડગતથી જીવવાનું મુશ્કેલ બન્યું છે."

"અબ્દુલ ખાદરે તે વળી શી સતામણી કરી?"

"નોટનું એક બંડલ લઈ તેઓ મારી દુકાને આવ્યા. એ સમયે ત્યાં કેટલાયે સારા મણસો હાજર હતા. એ બધાના દેખતાં, મારા મોં પર એણે નોટોનો ઘા કર્યો અને કહ્યું: "જો અલ્યા! ફેંકેલા પૈસા પૈસાને ખેંચી લાવે છે, સમજ્યો?" અને પછી લંગડાતા લંગડાતા ચાલ્યા ગયા. મને તો મરવા જેવું થયું. શું હું રોજ એને બીડી, માચીસ નથી અપાવતો? હું પૈસા ફેંકું છું તો એ કેમ પૈસાને ખેંચી નથી લાવતા?"

શી દલીલ! પરંતુ મેં જે જવાબ આપ્યો એ એની દલીલના અનુસંધાનમાં નહોતો જ. "હવે તો રશીદ પણ છે ને? તું ઘરમાં રૅશન માટે શું આપે છે?"

ગુસ્સામાં ફટ કરતો જવાબ આપ્યો: "હું હવે લશ્કરમાં ચાલ્યો જઈશ. સરકારને હજુ મારી જરૂર છે."

ક્રોધના આવેશમાં એ અંદર જતો રહ્યો. જમીને સીધો એ એની દુકાને ચાલ્યો ગયો.

હું જમતો હતો ત્યારે પાત્તુમ્માની બકરી વરંડામાં ચડી આવી, મારી સાથે મિશ્રભોજન કરવા તૈયાર થવા માંડી, મેં જોરથી બૂમ મારી પાત્તુમ્માને બોલાવી: "પાત્તુમ્મા! જલદી દોડી આવ."

પાત્તુમ્મા દોડતી આવી અને બકરીને આંગણામાં દોરી ગઈ.

"એને દોરીથી બાંધી દે." મેં સૂચવ્યું.

પાત્તુમ્માએ જવાબ આપ્યો: "મોટાભાઈ! એને દોરીથી બંધાવું પસંદ નથી."

સાંજે કોચ્ચુણ્ણી આવ્યો. કયારેક કયારેક એ રાતે અહીં જ સૂઈ જતો. ત્યારે એ મારી બાજુમાં જ સૂતો. મારી એક તરફ મા, કોચ્ચુણ્ણીની આગળ અબુ. હનીફા એના કુટુંબની સાથે બાજુના ઓરડામાં સૂતો. અબ્દુલ ખાદર સપરિવાર અંદરના ખંડમાં સૂઈ રહેતો. વરંડામાં ગૂણીના પડદાની અંદર સુલેમાન તથા એનું કુટુંબ. કોચ્ચુણ્ણી જ્યારે અમારે ત્યાં ના સૂતો ત્યારે એ એના પરિવાર સાથે પોતાને ઘેર જતો રહેતો. નાળિયેરીનાં પર્ણોની બનેલી મશાલ લઈ એ આગળ ચાલતો. એ પ્રકાશમાં પાછળ પાત્તુમ્મા, એની પાછળ પૂંછડીની પેઠે દસ વરસની ખદીજા અને છેલ્લે બકરી, અને આ સરઘસ આગળ ધપતું.

## 2

પાત્તુમ્માની બકરીનાં તોફાન સવાર થતાંની સાથે જ શરૂ થઈ ગયાં. લગભગ આઠ વાગ્યા હશે. શરીર તથા માથે તેલ લગાવી હું કસરત કરી રહ્યો હતો. ત્યાં તો આંગણામાં છોકરાઓનો અવાજ સંભળાયો:

"ઉળ્ળાડત્તિપારૂ! ઉળ્ળાડત્તિપારૂ!"

"પૂંછડી પકડો! પૂંછડી પકડો!"

"મૂતરે છે એ તો જુઓ. જુઓ રે જુઓ."

"શિંગડાં પકડો! શિંગડાં પકડો!"

શું થયું! મેં બારીમાંથી જોયું. ખાસ કાંઈ નહોતું. પાત્તુમ્માની બકરી અબીના હાફપેન્ટનો આખો આગલો ભાગ ચાવી ગઈ હતી, અને જે કાંઈ ભાગ વધ્યો હતો એ મોઢામાં જકડી રાખ્યો હતો. અબીએ એનું ગળું પકડી રાખ્યું હતું. પાત્તુકુટ્ટી એની પૂંછડી ખેંચતી હતી. સૈયદ મહંમદ શિંગડાંને વળગ્યો હતો. આરીફા ગભરાઈને ઊભી રહી ગઈ હતી. રશીદ તથા ઝુબૈદાનું ધ્યાન આ કશામાંય નહોતું. તેઓ બંને અંગૂઠો ચૂસતાં આંગણામાં બેઠાં હતાં. લયલા બકરીના પેટને વળગી, એને ગાળ દેતી હતી.

"ઉળ્ળાડત્તિપારૂ! ઉળ્ળાડત્તિપારૂ!"

ટુવાલ લપેટી, ઓરડામાંથી વરંડામાં થઈ આંગણામાં જઈ બકરીનો કાન પકડી મેં અબીને એનાથી અળગો કર્યો. અબીના પેન્ટનો આગલો ભાગ જ નહીં બલ્કે એક ખિસ્સું પણ બકરી ચાવી ગઈ હતી.

વાતનો તાગ કાઢયો ત્યારે ખબર પડી કે આમાં પાત્તુમ્માની બકરીનો કોઈ દોષ નહોતો. અબીના પેન્ટના ખિસ્સામાં વેળળપ્પમ્ (એક ખાદ્ય પદાર્થ) હતાં. એમાંથી એક એણે બકરીને ખવડાવ્યું હતું. બાકી રહેલાં વેળળપ્પમ્ પોતાના પેન્ટમાં આગળ ખોસી બકરીની સામે જઈ ખાવાનું કહ્યું. બકરીએ વેળળપ્પમ્‌ની સાથે પેન્ટનો આગલો ભાગ કરડી ખાધો. ખિસ્સામાં જે કાંઈ હતું એ ખિસ્સાની સાથે ઓહિયાં કરી ગઈ. અબી કહેવા લાગ્યો: "હવે મને બાપા મારશે."

"એનો તેં પહેલેથી વિચાર ના કર્યો? મારવા દે." થોડી વાર પછી મેં કહ્યું: "તું ગભરાતો નહીં. આ વાત બાપાને કોઈ નહીં કરે."

પાત્તુકુટ્ટી, લયલા, સૈયદ મહમ્મદ—આ ત્રણેયને આ વાત ખાનગી રાખવાનું કહ્યું. વળી લયલાને શિખામણ પણ આપી કે હવેથી કોઈને 'ઉળ્ળાડત્તિપારૂ' કરીને ચીડવે નહીં.

કસરત પૂરી કરી હું નદીએ નાહવા જવાની તૈયારી કરવા લાગ્યો. સૈયદ મહમ્મદ તથા પાત્તુકુટ્ટીને બોલાવ્યાં, તો તેઓની સાથે અબી તથા લયલા પણ આવ્યાં. આજે તેઓ પોતાના બાપાની સાથે નાહવા નહોતાં ગયાં. મારી સાથે જવાની રાહ જોઈ રહ્યાં હતાં. ખાસ કોઈ કારણ નહોતું. લયલાએ અબીની સ્લેટપેન્સિલ તોડી નાખી હતી એ કારણથી બાપા બંનેને નાહવા લઈ ગયા ન હતા. પાત્તુકુટ્ટી તથા અબીને પેન્સિલ ખરીદવા માટે હનીફાએ અર્ધો આનો આપ્યો હતો.

બધાંયને નદીએ લઈ જઈ, નવડાવી ધોવડાવી કિનારે ઊભાં રાખ્યાં અને પછી હું તરતો, ડૂબકી મારતો નાહવાની મજા માણી રહ્યો હતો કે અબીનો અવાજ સંભળાયો: "મોટાકાકા !" મેં પાછું વાળીને જોયું તો કોઈ કહેતાં કોઈ પાણીમાં ઊતર્યું હોવાનું જણાયું નહીં. તરતો તરતો હું કિનારે જઈ પહોંચ્યો અને પૂછ્યું :

"કેમ રે અલ્યા! શું છે?"

અબીએ જવાબ આપ્યો: "મારી પાસે પહેરવા પેન્ટ નથી." લાજ ઢાંકવા માટે એની પાસે કાંઈ જ નહોતું. સાવ નાગો શી રીતે રસ્તે થઈને જાય?

"તું આવ્યો હતો તો આ જ રીતે ને?" મેં સવાલ કર્યો.

"હા, પણ હમણાં હમણાં નદી પાર કરાવવા માટે રાખેલી હોડીમાં પોતાની નિશાળના એક છોકરાને અબીએ જોયો હતો. એણે લુંગી પહેરી હતી. એટલા માટે અબીની લાજ ઢાંકવા માટે મેં એક ટુવાલ દઈ દીધો. આ જોઈ પાત્તુ-કુટ્ટીને પણ લાજ ઢાંકવાની જરૂર જણાઈ. એને પણ એક લુંગી જોઈએ.

નાહીધોઈને મેં મારી લુંગી પહેરી લીધી. ટુવાલથી માથું લૂછી, એને પાણીમાં ઝબોળી, નિચોવી પાત્તુકુટ્ટીને પહેરાવી દીધો.

લયલા તથા સૈયદ મહમ્મદને શરમ નહોતી લાગતી. શરમ લાગતે તો હું શું કરતે? મારી પાસે ફક્ત બે જ ટુવાલ હતા.

હું ઘેર પહોંચ્યો ત્યારે અબ્દુલ ખાદર તથા હનીફા અંદર અંદર ઝઘડી રહ્યા હતા. કારણમાં ખાસ કાંઈ જ નહોતું – ગઈ કાલે રેશન ખરીદવા માટે હનીફાએ કાંઈ જ આપ્યું નહોતું એની અબ્દુલ ખાદરને જાણ થઈ ગઈ. એ હનીફાને રુચ્યું નહીં. એ જ કારણથી એ પોતાના કુટુંબ સાથે ઘર છોડી જઈ રહ્યો હતો.

"ઐશોમ્મા! બહાર નીકળ." હનીફાએ મોટેથી બૂમ મારી: "છોકરાઓને પણ બોલાવ."

એ, એની બૈરી તથા છોકરાં કેળાના બગીચામાં ઝૂંપડી ઊભી કરી, ત્યાં રહેવા જઈ રહ્યાં હતાં. મેં નજર કરી તો જણાયું કે એણે પહેરેલ લુંગી મારી હતી! ચોરેલી જ. મેં એની આગળ જઈ એના વિશે પૂછ્યું તો "અત્યારે મને વાતચીત કરવાની ફુરસદ નથી." એમ કહીને એ ચાલવા લાગ્યો. ઝાંપા લગી જઈ એ બબડવા લાગ્યો:

"આ ઘરમાં હવે મારો કોઈ હક રહ્યો નથી."

હનીફા પોતાની કપડાં સીવવાની દુકાને જતો રહ્યો. મેં અબ્દુલ ખાદરને પૂછ્યું: "એલા! તું મને આ ઘોંઘાટમાંથી બચાવી શકે તેમ નથી કે? પેલા ઇન્સ્પેક્ટરને બીજે ક્યાંક રહેવા જવાનું કેમ નથી કહેતો?"

અબ્દુલ ખાદરે જવાબ આપ્યો: "તમને અહીં શાની ખોટ છે મોટાભાઈ! ઘી, તેલ, દૂધ, ચા, બીડી, માચીસ, કેળાં, ટમેટાં, અનનાસ, ફણસ, જમવાનું વગેરે મળે છે. સંભાળ રાખવા માટે મા, હું, અબુ, કોચ્ચુણ્ણી બધાય છે. આથી વધુ શું જોઈએ?"

આ અબ્દુલ ખાદર અગાઉ નિશાળમાં માસ્તર હતો. વ્યાકરણમાં પારંગત! એક દિવસ એણે માને કહ્યું:

"હે માતાજી! મને થોડું શુદ્ધ જલ આપવાની કૃપા કરશો કે?" આ સાંભળી માએ ભાત પીરસવાના મોટા ચમચાથી એને માર્યો હતો. બાપાએ એને સાંત્વન આપતાં કહ્યું: "તું તારે એમ જ કહેજે, દીકરા, વારુ, મને શું કહીને બોલાવીશ?"

"પિતાજી કહીને."

આ સાંભળતાંવેંત માએ ફરી એક વાર એને એ ચમચાનો પ્રસાદ ચખાડયો. ત્યાર પછી એ માને ઉમ્મા તથા બાપુને બાપા કહેતો થયો. લંગડો!

અમને બંનેને નિશાળમાં સાથે જ દાખલ કર્યા હતા. એ એક મુસ્લિમ સ્કૂલ હતી. ઉંબિયણ્ણન નામના એક ભક્તે એ નિશાળ ચણાવી હતી.

ત્યારે પહેલા વર્ગના શિક્ષક પુદુશ્શેરી નારાયણ પિળ્ળા સર હતા. અમને બંનેને અ-આ લખવાનું એમણે જ શિખવાડયું હતું. નિશાળની અંદર તેમ જ બહાર અબ્દુલ ખાદર મવાલી ગણાતો, જ્યારે હું નિશાળમાં શિસ્તબદ્ધ વિદ્યાર્થી તરીકે પંકાયેલો હતો. નારાયણ પિલ્લા સરના હાથે અબ્દુલ ખાદરે ખૂબ માર ખાધો હતો.

અબ્દુલ ખાદર ડાબા પગે ઊભો રહી, જમણો-લંગડો પગ ચોમેર ઘુમાવી જોરથી છોકરાઓને ફટકારતો. મને પણ એ રીતે મારેલ. ક્યારેક તો જમણા પગનું તળિયું નાકની સામે લાવીને એ સવાલ કરતો: "આમ કરી શકશે કોઈ?"

કોઈથી એ બની શકે તેમ નહોતું. કેવી રીતે થઈ શકે? બધાના પગ કાંઈ એના પગની જેમ થોડા લટકતા હતા? એની જેમ કોઈ આ આસન કરી શકતું નહીં.

"તો પછી આ સૂંઘી જુઓ." એના લંગડા પગનું તળિયું બીજાઓએ સૂંઘવું જ જોઈએ. એમ ના થાય તો એ મારવા મંડતો. છોકરાઓ છેટે જઈને ઊભા રહેતા તો પોતાની મેળે છાતી કૂટીને રડવા માંડતો. એના લંગડા પગને લીધે લોકો એના તરફ સહાનુભૂતિ દર્શાવતા અને એનો એ બેહદ ગેરફાયદો ઉઠાવતો. એ ગમે તે કરે પણ વાંક તો બીજાઓનો જ ગણાય. છોકરાઓ એના હાથનો માર ખાવા તૈયાર જ રહેતા. મારે પણ તૈયાર રહેવું પડતું હતું! મેં એના હાથનો બેસુમાર ખાધો હતો. એની પાટી તથા ચોપડીઓ મારે જ ઊંચકવી પડતી હતી. હું તો એનો મોટોભાઈ હતો ને? એ દૃષ્ટિએ મોટાભાઈની સ્લેટ તથા ચોપડીઓ નાનાભાઈએ ઉપાડવી રહી. પણ અહીં તો ઊંધું જ હતું. એની ચીજવસ્તુઓ મારે જ વેંઢારવાની. નહીંતર ફટાફટ પડવા માડે!

મેં ખૂબ માર ખાધો. ખૂબ ભાર ઉઠાવ્યો. એનો સામનો કરવાનો વંટોળિયો અંદર ભરાઈ બેઠો હતો. પરંતુ શું કરું? સ્લેટ તથા ચોપડીઓ રસ્તામાં મૂકી, મૂઠીવાળી એ મારી સામે આવતો અને ધીમેથી પૂછતો : "મારી પાટી તથા ચોપડીઓ ઉઠાવે છે કે નહીં?"

મરજી નથી એમ હું રોજ કહેતો. અને પછી અમારી વચ્ચે દલીલબાજી શરૂ થતી :

"એલા, હું તારો મોટોભાઈ છું ને?"

"ઉઠાવે છે કે નહીં?"

"નથી ઉઠાવતો, જા."

બીજી જ પળે એ એક પગે ઊભો રહી, બીજા પગને જોરજોરથી ઘુમાવી મારી છાતી પર લાત ફટકારતો. હું ચક્કર ખાઈ નીચે પડી જતો કે તરત જ એ જરા આઘે જઈને હુકમ છોડતો :

"ચાલ જલદી ઊભો થઈને એ ઉઠાવી લે. મોડા પડશું તો સર મારશે."

સૂતા સૂતા હું વ્યથિત બની વિચારતો : આ તે વળી ક્યાંનો ન્યાય? નાનો ભાઈ મારે અને મોટો ભાઈ ખાઈ લે, અને એની ચોપડી પાટી વગેરે ઊંચકવાની. પછી તો હું એમ જ પડ્યો રહેતો. એવામાં એ મારી છાતી પર ચડી બેસી પૂછવા લાગતો : "હજુ પણ માર ખાવો છે કે?" હું હારીને સાચું બોલતો : "ના. હું ઊંચકી લઉં છું."

પછી ઊભો થઈ, એની પાટી, ચોપડી વગેરે હું ઉઠાવી લેતો. આવા કેટલાય દિવસો હતા! કેટલો માર ખાધો હતો!

અચાનક મારામાં બુદ્ધિનો ઉદય થયો; મારવા માટે એ હાથ ઉગામે એ પહેલા જ મેં એના સાજા પગ પર જોરથી એક લાત ફટકારી, અને અબ્દુલ ખાદર રસ્તામાં ધૂળ ચાટતો થઈ ગયો! બીજી જ પળે હું એની છાતી પર ચડી બેઠો. મેં જાણે એનો કોઈ મોટો અન્યાય કરી નાખ્યો હોય એ રીતે એ મને પૂછવા લાગ્યો:

"આ શું? હું તો નાનો ભાઈ છું ને? મારી છાતી પર ચડી બેસવું એ કાંઈ યોગ્ય ગણાય?"

એને મારવા માટે મેં મૂઠી વાળી, હાથ ઉગામ્યો, અને એ રડવા લાગ્યો. "મને મારશો નહીં, મોટાભાઈ! હું તો તમારો નાનો ભાઈ છું."

નાનો ભાઈ! ઉફ!

"આ બધું પહેલાં યાદ ના આવ્યું?"

"હવેથી હમેશ આ યાદ રાખીશ."

"એલા!" મેં પૂછ્યું: "રસ્તામાં કૂતરો નજરે પડે છે ત્યારે એને સહુથી પહેલાં કોણ પથ્થર મારે છે?"

"મોટાભાઈ."

"નદીમાં નાહતી વેળા, ડૂબકી મારી ઝડપથી કિનારે કોણ પહોંચે છે?"

"મોટાભાઈ."

"ઘરમાંથી ચોરીને બધી ચીજવસ્તુ તને કોણ આપે છે?"

"મોટાભાઈ."

"નારાપિલ્લા માસ્તરના ટેબલમાંથી ચૉક ચોરી તને કોણ આપે છે?"

"મોટાભાઈ."

"તો પછી?"

"મોટાભાઈની ચોપડી તથા પાટી હું ઊંચકીશ."

"અલ્યા! તું તારી જ ઉઠાવે એ ઘણું કહેવાય." મેં કહ્યું: "તો હવે આગળ કોણ ચાલશે?"

"હું"

એ દિવસ અને એ ઘડીથી અબ્દુલ ખાદર મારો નાનોભાઈ બન્યો. લંગડો!

"એલા!" મેં કહ્યું: "તું પેલા ઇન્સ્પેક્ટરને ખાલી કરવાનું ના કહી શકે? ઘરના આ ઘોંઘાટમાં હું મૂંઝાયા કરું છું. એની તને સમજ નહીં પડે."

"મોટાભાઈ! એ માણસ બીજું ઘર શોધે છે. એકસાઈઝવાળા પણ નવા ઘરની પેરવીમાં જ છે. એ મળે નહીં ત્યાં સુધી તમે અહીં રહો." આટલું કહી, એ પોતાની લોઢાની લાકડી ખટખટાવતો, લંગડાતો લંગડાતો ચાલ્યો ગયો.

હું એક અનનાસ અર્ધું સમારી, એની છાલ કાઢી રહ્યો હતો એવામાં પાત્તુમ્માની બકરી બારી પાસે તથા છોકરાઓ બારણામાં હાજર થઈ ગયા. ઘી, કેળાં તથા પુટ્ટ[૧]ને મેળવી એના લાડુ બનાવ્યા અને તમામ છોકરાંને એક્કંક આપ્યો. ઉપરથી અનનાસનો એક ટુકડો પણ આપ્યો. એ મળતાં જ છોકરાંઓ બીજી કોઈ જગ્યાએ ધિંગામસ્તી કરવા રવાના થઈ ગયાં. પરંતુ અબી, પાત્તુ-કુટ્ટી, લયલા, આરીફા, ખદીજા વગેરેથી અળગો પડી અનુમ્માનો દીકરો સૈયદ મહમ્મદ મારી આગળ આવ્યો ના આવ્યો એ રીતે થાંભલાને ઝાલી એનું મોઢું બતાવતો. એને હું એક લાડુ વધારે આપતો. નાસ્તો કર્યા પછી કેળાં તથા બીજાં ફળની છાલ હું પાત્તુમ્માની બકરીને આપી દેતો. પછી હાથ ધોઈ ચાનો પ્યાલો લઈ વરંડામાં જઈ ખુરશીમાં પડતું મૂકતો. એ સમયે વિદ્યાર્થીઓનો ત્યાંથી પસાર થવાનો ક્રમ હતો. રાબેતા મુજબ છોકરીઓ મને નિહાળ્યા કરતી. છોકરીઓની એ નજરમાં છુપાયેલ ભેદની મને પાછળથી ખબર પડી. એ હવે પછી કહીશ.

એ દિવસે અબી તથા પાત્તુકુટ્ટી હમેશ મુજબ નિશાળે ગયાં હતાં. થોડી વાર પછી, રસ્તા પર છુપાઈને ઊભા ઊભા હાથથી ઇશારો કરી અબી મને બોલાવતો હતો!

શું થયું!

હું એની પાસે ગયો. પાત્તુકુટ્ટી એક નાળિયેરીની નીચે સંકોચાઈને બેઠી હતી. હું ત્યાં પહોંચ્યો કે અબી બોલી ઊઠ્યો: "મોટાકાકા! સ્લેટપેન્સિલ ખરીદવા માટે બાપાએ અર્ધો આનો આપ્યો હતો."

"અર્ધો આનો?"

"પાટલૂનના ખિસ્સામાં હતો."

"તું આ શું કહે છે?"

"બકરી ખાઈ ગઈ એ ખિસ્સામાં અર્ધો આનો હતો."

ઓહ! પાત્તુમ્માની બકરી પૈસા પણ ઓહિયાં કરી ગઈ!

---

૧ પુટ્ટ — ચોખાનો લોટ તથા નાળિયેરનું ખમણ મેળવી, વરાળથી તૈયાર કરવામાં આવતો એક ખાદ્ય પદાર્થ.

મેં કહ્યું : "આ વાત તમે કોઈને કહેતા નહીં. ખાનગી રાખજો. બે પૈસા ક્યાંકથી મળી શકે તેમ છે કે નહીં એ જોવા દો."

"નાનીમાને ખબર પડશે તો મારશે." અબીએ યાદ દેવડાવી.

"બંને છુપાઈ જાઓ."

પાત્તુમ્માની પાસેથી મેં બે આના ઉધાર લીધા અને અર્ધો આનો આપી અબી તથા પાત્તુકુટ્ટીને નિશાળે રવાના કર્યાં.

પાત્તુમ્માની બકરી આંગણામાં જ ઊભી હતી. કોઈ પણ પળે બે પૈસાના સિક્કા પડેય ખરા. હું રાહ જોવા લાગ્યો. લીંડી પડતી હતી. પણ સિક્કા પડતા નહોતા.

નહીં પડે કે શું? મારી નજર બકરીની પાછળ જ મંડાયેલી હતી.

એવામાં ઉત્કંઠાભરી નજરે મને જોતી વિદ્યાર્થિનીઓની ટોળકી રસ્તામાં નીકળી. આ જોઈ મને આનંદ થયો. એ લોકોને ખબર છે કે હું કોણ છું. એટલે જ તો દરરોજ આ રીતે મને જોતી જોતી પસાર થતી હતી. એ છોકરીઓની વચ્ચે આ પ્રમાણે વાતચીત થતી હોવી જોઈએ (યાદ રાખજો કે આ તો મારી કલ્પના જ છે!):

વાંકડિયા વાળવાળી : "પેલા — આરામ ખુરશીમાં સૂતા છે એ કોણ છે એની તને ખબર છે કે?"

મૃગનયની : "શું હું એટલુંય નહીં જાણતી હોઉં? એ છે સુપ્રસિદ્ધ સાહિત્યકાર, વૈકમ મુહમ્મદ બશીર."

કોકિલવાણી : "મારી ઑટોગ્રાફ બુકમાં એમની પાસે કાંઈક લખાવીશ."

માંજરી આંખોવાળી : "નહીં, નહીં. એ નથી જ. ઝૂંપડા જેવું ઘર નેં જોયું કે નહીં?"

મધુવાણી : "હવે જા જા, બિલ્લી આંખોવાળી! તને જાણે બહુ ભાન! એ તો તેઓ જ છે. તારે જોવું છે — આજે જ હું એમની પાસે મારી ઑટોગ્રાફ બુકમાં લખાવું છું તે?"

માંજરી આંખોવાળી : "હા, હા. એ તો હવે જોઈશું ને?"

એ દહાડે બપોરે જમી લીધા પછી નિશાળે જતી વેળા એ બધીય મારે ઘેર આવી. એવામાં મને બીજો એક પ્રસંગ સાંભરી આવ્યો. એ સમયે હું બીજા એક મકાનમાં રહેતો હતો.

મારા આગમનના સમાચાર મળતાંવેંત, હાઈસ્કૂલના હેડમાસ્તર આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા :

"નિશાળનો વાર્ષિકદિન નજીક આવે છે. આપે એ પ્રસંગે એકાદ ભાષણ કરવું જ પડશે. કાંઈ નહીં તો છેવટે વિદ્યાર્થીઓને શિખામણના બે બોલ કહેશો તોય ચાલશે."

મેં જવાબ દીધો : "હું ભાષણ કરતો જ નથી. વળી કદાચ એ વખતે હું અહીં ના પણ હોઉં."

તેઓ બોલ્યા : "હૅન્ડબિલમાં આપનું નામ છપાવીશું. હાજર હો તો અવશ્ય પધારજો."

હૅન્ડબિલ છપાયાં. મારું નામ પણ હતું. મારે શું કરવું? શાંતિથી બેસી કાંઈક લખવા માટે અહીં આવી ચડેલ એક માણસ. ઉફ્!

આમ વિચારતો છોડોની વચ્ચે હું ઊભો હતો ત્યાં દરવાજાના સળિયાની વચ્ચે બે આંખો પ્રગટ થઈ! વાંકડિયા વાળવાળી એક છોકરી. ચમેલી અથવા મોગરાનાં ફૂલ માગવા આવી હશે એમ મેં માની લીધું.

"કેમ શું છે?" મેં પૂછ્યું.

"હૅન્ડબિલમાં આપનું નામ છપાયું છે. અમારી સમક્ષ ભાષણ કરજો, હાં! આવ્યા વિના નહીં ચાલે. આવશો ને?"

"એ દહાડે અહીં હોઈશ તો જરૂર આવીશ."

ત્યાર પછી દરરોજ એ તથા બીજી છોકરીઓ દરવાજા આગળ આવીને કહ્યા કરતી : "આવ્યા વિના રહેશો નહીં–શું?"

પરંતુ વાર્ષિકદિનના આગલા દહાડે જ હું રફુચક્કર થઈ ગયો. પેટી, બિસ્તરો કાંઈ જ લીધા વિના! ખાલી હાથે. એકમાત્ર માને આ વિશે કહ્યું હતું. વાર્ષિકોત્સવ પતી ગયા બાદ, બીજે દિવસે હું પાછો આવ્યો. એ જ દહાડે વાંકડિયા વાળવાળી તથા બીજી છોકરીઓએ આવી મારી ઝડતી લેવા માંડી : "આ આપે શું કર્યું?"

"મેં નહોતું કહ્યું કે અહીં હોઈશ તો આવીશ?" મેં સામો સવાલ કર્યો.

"માણસ તો બહુ મઝાના છો, હાં!" એમ એનો અંત આવ્યો.

ઝાંપો વટાવીને આવતી છોકરીઓમાં પેલા વાંકડિયા વાળવાળી છે કે કેમ એ મેં જોયું. પણ એ નહોતી. બધીય મોટી થઈ ગઈ હશે. આ છોકરીઓ કેટલી ઝડપથી મોટી થાય છે!

એ લોકોની ઑટોગ્રાફ બુકમાં લખવા માટે મેં મારી ઈન્ડિપેન લેવાનું વિચાર્યું. પછી થયું કે રહેવા દઉં. ભલે થોડી વાર રાહ જુએ.

છોકરીઓ આવી, પણ મારી તરફ કોઈએ જોયું જ નહીં! બધીય સીધી જાંબુડાની નીચે ગઈ. માને કાંઈક કહ્યું અને હાથમાં કાંઈ મૂકયું. ઓઢેલ કપડાના છેડામાંથી ઢગલોએક જાંબુ કાઢી માએ એ છોકરીઓને આપ્યાં. એક્કેક કરીને જાંબુ ખાતાં ખાતાં છોકરીઓ કુતૂહલભરી દૃષ્ટિએ જાંબુડાને જોવા લાગી. ગધેડીઓ! માના ગંદા કપડામાં બાંધેલ જાંબુ ખાતી હતી. અહીં હું કેવો ચોખ્ખોચટક બની બેઠો છું. મારી સામે પણ ના જોવાય?

હું ચોંકી ઊઠયો. હવે તો સ્પષ્ટ થયું કે એ છોકરીઓ મને જોતી જ નહોતી.

એ બધી ગઈ કે મેં માને પૂછયું: "મા! એ છોકરીએ તને શું આપ્યું?"

"એક આનો." માએ જવાબ આપ્યો.

"તું જાંબુ પેલી છોકરીઓને વેચતી હતી કે?"

"હાસ્તો."

"એક આનાનાં કેટલાં આપ્યાં?"

"વીસ."

વાહ! આવાં તો કેટલાંય વીસ મેં પાત્તુમ્માની બકરીને ખવડાવ્યાં હતાં!

પેલી છોકરીઓએ મારી સામે નજર સુધ્ધાં ના કરી એમાં સ્પષ્ટ રીતે મારી ઉપેક્ષા જ હતી. આ બનાવે મને વિચાર કરતો કરી મૂકયો: "આ જાંબુડો કોણે રોપ્યો છે?" મેં માને પૂછયું.

"આ તો તળિયાક્કલથી લાવેલ બીજ રોપીને, તેં ઉગાડેલું ઝાડ છે." માએ કહ્યું.

તળિયાક્કલના નામે ઓળખાતું એક જાકોબાઇટ ખાનદાન પડોશમાં જ હતું. ત્યાં તોમ્મન, માત્તનકુન્ય, કુન્યપ્પન વગેરે મારા મિત્રો હતા. એમને ત્યાંથી લાવી મેં વાવેલું બીજ આજે મોટું વૃક્ષ બની ગયું હતું. બધીય મહેનત મારી અને પેલી ગધેડીઓ મારી સામે દૃષ્ટિપાત સુધ્ધાં કરતી નથી! છલાંગ મારી હું ઊભો થઈ ગયો અને માને કહ્યું:

"એ આનો મને આપ."

માએ કોઈ પણ જાતની આનાકાની વિના એ આનો મને આપી દીધો. એ આનાની બીડી ખરીદી હું નદીકિનારે જઈ બેઠો. મારી તરફ નજર સુધ્ધાં ના નાખનાર છોકરીઓને યાદ કરી હું ધુમાડા ઉડાવતો રહ્યો.

પછી તો એ છોકરીઓ રોજ જાંબુડાને જોયા કરતી. પુષ્કળ જાંબુઓથી એની ડાળીઓ લચી પડી હતી. હું મારી મેળે બબડયા કરતો હતો:

"જુઓ, ગધેડીઓ! આ ઝાડ મારું છે. મેં વાવેલ છે. ગધેડીઓ!"

આનો બદલો શી રીતે લેવાય? ખુરશીમાં બેઠો બેઠો હું એવી કોઈ તકની રાહ જોવા લાગ્યો. ઓરડીમાં જઈ સૂવાનું પણ મને મન થતું નહીં. એવામાં એક દિવસ એ ટોળું આવી ચડયું! મેં ઊભા થઈ બેપરવાઈથી પૂછ્યું:

"શું જોઈએ છે?"

"અર્ધા આનાનાં જાંબુ."

"લાવ પૈસા."

પૈસા લઈ મેં કમરે વીંટાળેલ લુંગીમાં ભેરવી દીધા. પછી સૌથી નાનાં જોઈ ગણીને દસ જાંબુ આપ્યાં.

"આ શું? આ તો બધાંય નાનાં છે. પેલાં માજી તો મોટાં મોટાં આપતાં હતાં."

"આ ઝાડ પર એ માજીનો કોઈ હક નથી એટલે જ એ એમ કરતાં હતાં."

"તો પછી એક વધારે આપો."

"જે માણસે અથાગ પરિશ્રમથી આ ઝાડ ઉગાડયું છે એને એ મંજૂર નથી." મેં એક પણ વધારે ન આપ્યું.

"શું માણસો થાય છે!" એમ બબડીને પેલી લાલચુ છોકરીઓ ચાલી ગઈ. પેટ છે કે પટારો! મારી તરફ તો નજરેય નાખતી નથી. અને ઉપરથી કોઈ પણ લાજશરમ વિના પેલા ઝાડને જોયા જ કરે છે. ગધેડીઓ!

આ રીતે હું જાંબુ વેચતો કે મા આવીને પૈસા માગવા લાગતી. હું સામો સવાલ કરતો:

"શા માટે? આ ઝાડ પર તારો કયો અધિકાર છે? આ મારી મહેનતનું ફળ છે. મારા પરસેવાનાં બિંદુઓ જાંબુ બની ઝાડ પર લટકી રહ્યાં છે. મા! તું કેટલાં વર્ષોથી આ જાંબુ વેચી રહી છે, એના પૈસા કયાં છે?"

મા હારી ગઈ. એ ત્યાં ઊભી હતી. છતાં મેં એને મૂકી નહીં: "અને પછી વાતવાતમાં તને રૂપિયા જોઈએ છે. આ ખરીદવું છે, તે ખરીદવું છે એમ કહીને મારી પાસેથી કેટલા રૂપિયા કઢાવ્યા? વારુ, આ આંબલી કોણે રોપી છે?"

આંગણાના એક ખૂણે આંબલીનું એક મોટું ઝાડ હતું. એમાં નીચેથી ઉપર સુધી લીલી લીલી આંબલી ઝૂલતી હતી. એ પણ તોડી તોડીને મા વેચતી હતી. એ પણ મેં જ વાવેલ ને?

"એ તો તારા બાપાએ વાવ્યું હતું. અને મેં એને ખૂબ પાણી પાયું છે." માએ ખુલાસો કર્યો.

ત્યારે તો મારો એના પર કોઈ જાતનો અધિકાર ન હતો.

મા ગુસ્સે થઈ, ચાલી ગઈ.

મેં આનુમ્માને સાદ પાડી, એક કપ ચા લાવવાનું કહ્યું. આનુમ્માએ પાડોશમાંથી એક છોકરા પાસે હોટેલમાંથી ચા મગાવી આપી. ચા પી, બીડી સળગાવી હું રંગમાં બેઠો હતો ત્યાં કાળીમેશ જેવી એક છોકરી આવી ચડી. ઉંમર સોળની આસપાસ હોવી જોઈએ. જાંબુ માટે જ આવી હશે. પા આનાવાળી હતી કે અર્ધા આનાવાળી? આ ગધેડીને તો હું સૌથી નાનાં જ આપીશ. પરંતુ એણે જાંબુડા ભણી દૃષ્ટિ સુધ્ધાં ના કરી. એ તો સીધી મારી પાસે આવી. મને પ્રણામ કરી એ બોલવા લાગી:

"સાહેબ! હું આપને ઓળખું છું. આપનાં તમામ પુસ્તકો મેં વાંચ્યાં છે. આપ અહીં આવ્યા હોવાનું મને મારા બાપુએ કહ્યું એટલે જ હું અહીં આવી છું. મારી ઑટોગ્રાફ બુકમાં કોઈ સંદેશો લખી સહી કરી આપવા વિનંતી છે."

હાશ! મારી લાજ રાખવા માટે આવી ચડેલ ઓ શ્યામસુંદરી! તારું ભલું થજો.

"તારું નામ શું છે?" મેં પૂછ્યું.

"સુહાસિની!"

"કયા ધોરણમાં ભણે છે?"

"છઠ્ઠામાં."

"તું કોની દીકરી?"

"હું હમાલ માધવનની દીકરી છું."

મજૂરની દીકરી, નહીં? મજૂરોનો જય હો! અંદર જઈ હું ઇન્ડિપેન લઈ આવ્યો અને સુહાસિનીની ઑટોગ્રાફ બુકમાં લખ્યું: "સુહાસિનીનું સર્વ રીતે કલ્યાણ થજો." નીચે સહી કરી, બુક પાછી આપતાં મેં પૂછ્યું: "જાંબુ ખાવાં છે કે?"

"ખાધાં છે." એણે સીધી રીતે હા ન પાડી.

હું એક મોટો કાગળ લઈ આવ્યો અને ઝાડ પર ચડી પચાસ જેટલાં મોટાં લાલ જાંબુ તોડી, કાગળમાં બાંધી આપ્યાં અને મેં કહ્યું: "સુહાસિની! આ ઝાડ મેં વાવેલું છે."

"ખરેખર?"

"હા, ખરેખર." ફરી એક વાર પ્રણામ કરી એ ચાલી ગઈ.

એ રાતે મને એક નવા સમાચાર મળ્યા: "પાત્તુમ્માની બકરી તરતમાં જ વિયાવાની છે!" એ ગાભણી છે એટલું જ નહીં પણ તરત જ વિયાવાની છે. આ ખાસ સમાચાર મને અત્યાર સુધી કેમ ના મળ્યા? એ ગાભણી હોવાનું મને ક્યારેય લાગ્યું નહોતું. એનું પેટ ક્યારેક ફૂલેલું લાગતું તો ક્યારેક ચોંટી ગયેલું: "ગાભણી હોય તો આમ થાય કે?" મેં માને પૂછ્યું.

માએ જવાબ આપ્યો: "એ વિયાવાની છે."

શું આ ખરું છે કે? મને શંકા થઈ.

## 3

તો પાત્તુમ્માની બકરી હવે વિયાવાની છે. સમાચાર તો સારા કહેવાય. વિયાવા દો. મને આનંદ થયો.

આનુમ્મા મારો ઓરડો વાળીને પથારી ખંખેરી તડકામાં સૂકવતી હતી ત્યારે મેં પૂછ્યું: "બકરીને ખાવાનું કાંઈ આપ્યું કે?"

એણે કહ્યું કે ભાતનું ઓસામણ આપ્યું છે.

"એકલું ભાતનું અસોામણ દીધે નહીં ચાલે. એને લીલું ઘાસ આપવું જોઈએ. થોડો ખોળ પાણીમાં નાખી આપવામાં આવે તો એ ઉમદા ગણાય."

આટલી સૂચના આપ્યા પછી ઘણીબધી કેળાંની છાલ તથા એક નાનું કેળું બકરીને આપવા માટે આનુમ્માને આપ્યાં. આનુમ્માએ બહુ જ વહાલ-પૂર્વક, મારી નજર સામે એ બધુંય બકરીને ખવડાવ્યું. પરંતુ આ સ્ત્રીઓને કંઈક ગેરસમજ થઈ હોય એમ મને લાગ્યું. ઑથોરિટી એ સ્ત્રીઓનો જન્મ-સિદ્ધ ગુણ હોય છે, એમ હું માનું છું. પરંતુ બકરી ગર્ભવતી થયા વિશે એમને એક બહુ મોટો ભ્રમ થયો છે. વાત એમ છે કે મારી સામે જે બકરી ઊભી છે તે ગાભણી નથી. એનું પેટ એકદમ પાતળું છે. એ જાંબુડાની નીચે પડેલાં જાંબુ ખાય છે. સાથે ઉમ્મા પણ છે. એ જાંબુ વીણી રહી હતી.

લાલ ઝાકળનાં મોટાં બિંદુઓની જેમ લીલાં પાંદડાંઓની વચ્ચે જાંબુ લચી રહ્યાં હતાં. મારી સામે જ આંગણાના એક ખૂણામાં બેઠો બેઠો હું જોઈ રહ્યો હતો. ત્યાં પાત્તુમ્મા આવતી જણાઈ. સાથે એક બકરી પણ હતી અને ખદીજા તો અચૂક સાથે હોય જ. પરંતુ પાત્તુમ્માની સાથે ચાલી આવતી બકરી ગર્ભિણી હતી!

મેં આનુમ્માને પૂછ્યું: "આ બકરી કોની છે?"

"એ તો મારી બકરી છે—મોટીબહેને આપેલી." આનુમ્માએ જવાબ આપ્યો.

પાત્તુમ્માએ આનુમ્માને આપેલ બકરી! માએ કહ્યું: "પાત્તુમ્માની બકરીની એ મોટી દીકરી છે."

ત્યારે તો આનુમ્માને પણ એક બકરી હતી. એ મારી તદ્દન નજીક રહેતી હોવા છતાં મને એની ખબર ના પડી. વળી બંનેને હું ઓળખી શક્યો નહીં. બંને તપખીરિયા રંગની હતી. એક જ સરખી. ત્યાર પછી ધ્યાન દઈને જોયું તો પાત્તુમ્માની બકરીને આંખની ચોમેર કાળા રંગનો ડાઘ હોવાનું જણાયું.

આવતાંની સાથે જ બકરી અંદર ચાલી ગઈ. મેં પાત્તુમ્માને પૂછ્યું: "કેમ પાત્તુમ્મા! તું અને તારી બકરી આજે આટલી મોડી કેમ પડી?"

પાત્તુમ્માએ ખુલાસો કર્યો: "કોચ્ચુણ્ણી જેટલું ઘાસ લાવે છે એ રાતના ખાવા માટે પણ પૂરું પડતું નથી. વળી એ ગાભણી છે એટલે હું કેટલાંક ખેતર તથા વાડામાં જઈ, બીજા કોઈ વાઢી લે એ પહેલાં જ એ ઘાસ વાઢીને એને આપું છું."

પાત્તુમ્મા અંદર જઈને ભાભી તથા નાની બહેનોને વઢવા લાગી. એની બકરી માટે રાખેલ ભાતનું ઓસામણ બહુ જ ઓછું હતું.

"આનુમ્માએ ઓસામણ પોતાની બકરીને પિવડાવી દીધું. પણ ભાભી! તમારે તો જરા ખ્યાલ રાખવો જોઈતો હતો?"

નણંદ-ભોજાઈનો ઝઘડો જોવા તથા સાંભળવાની મારી ખૂબ ઇચ્છા હતી. સાસુવહુનો ઝઘડો પણ મને જોવા કે સાંભળવા મળ્યો ન હતો. ફક્ત માનો અવાજ સંભળાતો. સહુને એ ધમકાવી નાખતી. એવામાં આનુમ્માનો અવાજ સંભળાયો:

"મારી બકરીને તો થોડુંક જ ઓસામણ આપ્યું હતું. થોડું અમે પીધું. વધ્યું એ રાખ્યું છે."

મેં આપેલ કેળાંની છાલ આનુમ્માની બકરી ખાઈ ગઈ હતી એ વાત મેં જાહેર ના કરી.

"બસ, બસ. હવે વધારે કાંઈ કહીશ જ નહીં." પાત્તુમ્માની ફરિયાદ હતી: "માને પણ હું નથી ગમતી."

"અલી!" મા બોલી ઊઠી: "કપ્પા* કંદ ખાધા પછી થોડું ઓસામણ તો પીવું જ જોઈએ ને? આમ છતાં અમે લોકોએ નહીં જેવું પીધું અને બાકી બધુંય તારી બકરી માટે રાખી મૂકયું હતું."

કપ્પા કંદ ખાધા પછી ઓસામણ પીવું જ જોઈએ એમ કહ્યુંને, બસ મેં એની તપાસ આદરી. અને મને એનું દયાજનક રહસ્ય સમજાયું. મા, આનુમ્મા, ઐશોમ્મા તથા કુન્યાનુમ્મા પેટ ભરીને ભાત ખાતાં નહોતાં. એનો અર્થ એવો થતો હતો કે તેઓને ભાત મળતો જ નહોતો. પુરુષો તથા છોકરાઓ માટે જ ભાત રહેતો. બાકીના લોકો કપ્પા કંદ ખાઈને જ ચલાવી લેતા હતા. સવારના અગિયાર વાગ્યે આ સૂકા કંદને કૂટી ભૂકો કરી એના પુટ્ટ બનાવી ખાઈ લેતી. ત્યાર પછી ગરમ પાણીમાં ચપટી ચાની ભૂકી નાખી, એમાં દૂધ કે ખાંડ મેળવ્યા વિના જ એ પી લેતી. (આ ચાની ભૂકી મોટા ભાગે સુલેમાને આપેલી જ હોય!) અને પછી કામકાજમાં ગૂંથાઈ જતી. ઘરમાં સહુ કોઈને સખત કામ રહ્યા કરતું. પુરુષો તો ફક્ત જમવા ટાણે જ આવતા. સ્ત્રીઓ આખો દિવસ વૈતરું કર્યા કરતી. આવું ફક્ત મારા જ ઘરમાં બનતું હતું એવું કાંઈ નથી. મોટા ભાગનાં મધ્યમવર્ગી કુટુંબોની આ જ દશા હોય છે. સ્ત્રીઓ આટલી મોટી સેવા કરતી હોવા છતાં પુરુષો કેમ આ જાણતા નથી?

અબ્દુલ ખાદરની પત્ની કુન્યાનુમ્માનો અવાજ સંભળાયો: "પાત્તુમ્માબહેન! બકરી વિયાય ત્યારે અમને ભૂલશો મા. ઝુબૈદાને થોડું દૂધ આપજો."

આ સાંભળી હનીફાની બીબી, ઐશોમ્માએ સવાલ ફેંકયો: "મારો રશીદ દૂધ પીશે તો શું એ એના ગળે નહીં ઊતરે?"

સુલેમાનની બૈરી, આનુમ્મા બોલી ઊઠી: "સૈયદ મહમ્મદ દૂધ પીશે તો એને કોઈ જાતનું નુકસાન થવાનું નથી."

આનુમ્મા નિશાળમાં થોડુંઘણું ભણી હતી. પાત્તુમ્મા મોટી હોવા છતાં ભણી નહોતી એટલે એના મોઢામાંથી નીકળી પડયું: "બસ, બસ. રહેવા દે તારી ચામડી ઉતરડી લેવાની આદત."

---

* કપ્પા — અંગ્રેજીમાં ટોપિયોકા(topiyoka)ના નામે ઓળખાતો એક તરેહનો કંદ.

થોડી વાર પછી મેં મારી ઓરડીમાં જઈને જોયું તો પાત્તુમ્માની બકરી પેટી પર રાખેલ બે મોટાં કેળાં ખાઈ રહી હતી. આ પાત્તુમ્માની બકરી જ! પૂર્વ તરફના બારણામાંથી એ અંદર ઘૂસી આવી હતી. એ બારણું બંધ કરવાનું આનુમ્મા ભૂલી ગઈ હતી.

મેં મોટેથી બૂમ પાડી: "આનુમ્મા, પાત્તુમ્મા! જલદી આવો. તમારી બકરી મોટાં કેળાં ખાઈ જાય છે."

આનુમ્મા તથા પાત્તુમ્મા દોડી આવી. આનુમ્મા રાજી થઈ ગઈ. એ બોલી ઊઠી: "આ તો મોટીબહેનની બકરી છે!"

"જવા દો મોટાભાઈ!" પાત્તુમ્મા સ્વબચાવ કરતી હોય એ રીતે બોલી: "હું તમને બે મોટાં કેળાં લઈ દઈશ. એને ભૂખ લાગી હશે."

આનુમ્મા કટાક્ષમાં બોલી: "એ તો ગમે તેટલું ખાશે તોય એની ભૂખ શમશે નહીં. મારી બકરીનું ઘાસ પણ એ ચોરી ચોરીને ખાય છે."

પાત્તુમ્માને ગુસ્સો આવ્યો: "બસ, હવે રહેવા દે, તારી બકરીનું ઘાસ!"

વાત વણસે એ પહેલાં હું વચ્ચે પડયો: "કાંઈ વાંધો નહીં. તું બધા છોકરાઓને બકરીનું દૂધ પાજે."

"એ કેવી રીતે બની શકે, મોટાભાઈ? મારે કેટકેટલાં કામો આટોપવાનાં છે? એ દૂધ વેચી એમાંથી મળતા પૈસામાંથી મારે ઘરનું બારણું સમું કરાવવાનું છે."

શું થાય? પાત્તુમ્મા, કોચ્ચુણ્ણી તથા ખદીજા જ્યાં રહેતાં હતાં એ ઘરનું બારણું તૂટી જવાથી દોરડાથી બાંધી રાખ્યું હતું. એને સમું કરાવવાની જરૂર હતી. જતાં પહેલાં ઘરની તમામ સ્ત્રીઓને પેટ ભરીને જમાડવી હતી. પરંતુ એના માટે પૈસા કયાં? મારી પાસે એક રાતી પાઈ પણ રહી નથી. જે કાંઈ હતું એ બધાયને વહેંચી દીધું હતું. શિષ્ટાચાર ખાતર 'વહેંચી દીધું હતું' એમ કહું છું. હકીકતમાં તો બધાયે મળીને બધુંય ખૂંચવી લઈ મને લાચાર બનાવી મૂકયો હતો. યાદ કરવા બેસું છું કે ગુસ્સો આવી જાય છે. મેં શું શું આપ્યું? રૂપિયા દીધા, વાસણો અપાવ્યાં, ગ્લાસ લઈ દીધા, સ્ત્રીઓને માથું ઢાંકવા માટે તટ્ટમમુંડ* અપાવ્યાં. આટઆટલું કરવા છતાં બધાનું વર્તન તો જુઓ. જાણે મેં કાંઈ આપ્યું જ નથી! ગુસ્સો તો જાણે નાકના ટેરવે આવીને બેઠો હતો. કોઈ જરા પણ હલનચલન કરે કે તરત જ એને ધમકાવવા મંડતો. અબુ, હનીફા, અબ્દુલ ખાદર — સહુને ધમકાવતો. હનીફા, અબ્દુલ ખાદર તથા સુલેમાનના

* તટ્ટમમુંડ — કેરળની મુસલમાન સ્ત્રીઓ માથું ઢાંકવા માટે કપડાનો ટુકડો ઉપયોગમાં લે છે તેને તટ્ટમમુંડ કહે છે.

છોકરાઓને ધીબી નાખતાં પણ અચકાતો નથી. પરંતુ પાત્તુમ્માની દીકરી ખદીજાને મારતો નહોતો. કારણ કે એ બહાર દેખાતી જ નહોતી. ધમકાવી નાખવામાં ઘરની તમામ સ્રીઓને સામેલ કરતો હતો. ખાસ કરીને નાનાભાઈ-ઓની પત્નીઓને. મારો અવાજ સહેજ મોટો થતો કે આખું ઘર શાંત થઈ જતું હતું. અને ત્યારે હું નિરાંતે બેઠો ત્યાં પાત્તુમ્માની બકરી આંગણામાં આવીને ઊભી હતી. એ ફણસનાં સૂકાં પાંદડાં ખાતી હતી. ભલે ખાય. ખાઈને પેટ ભરવા દો. વિયાશે ત્યારે ખૂબ દૂધ આપશે. ઝુબૈદા, રશીદ, ખદીજા, અબી, સૈયદ મહમ્મદ, પાત્તુકુટ્ટી — આ બધાય થોડું થોડું દૂધ પીએ તો સારું. પરંતુ મારા ઘરમાં દૂધ-ઘી કોઈ ખાતું નહોતું. હું ઘી ખાઉં છું, દૂધ પીઉં છું. મારો તો સ્પેશિયલ કેસ ગણાય. ઘી-દૂધની વાત કરતાં એક બનાવ યાદ આવી ગયો.

પંદર-પચ્ચીસ વરસ પહેલાંની ઘટના.

એ વખતે માને સંતાનમાં હું, અબ્દુલ ખાદર, હનીફા તથા પાત્તુમ્મા માત્ર જ હતાં. આનુમ્માનો જન્મ થયો હતો કે કેમ તેની શંકા છે. અબુ તો હતો જ નહીં.

ઘરમાં એક ગાય હતી. ઘી-દૂધની રેલમછેલ હતી. લાકડાંનો વેપાર કરતાં કરતાં વચ્ચે વચ્ચે બાપા હોડીનો વેપાર પણ કરી લેતા. પર્વતોમાંથી લાકડાં કપાવી, ત્યાં જ એની હોડી બનાવી, નદીવાટે લઈ જઈ ઉળ્ળાડન લોકો પાસે પૉલિશ કરાવી સારી કિંમતે વેચી નાખતા.

એ સમયે ઘરમાં સદાય ઘી રહેતું જ. પીળા રંગનું રેતીના મોટા કણ જેવું સુગંધી ઘી! એ કાચની એક મોટી બરણીમાં ભરી રાખવામાં આવતું. કુડયત્તૂર પહાડોમાં ઔષધિયુક્ત ઘાસ ખાઈ તગડી બનેલી ગાયનું ઘી એમ બાપા વારંવાર કહ્યા કરતા! કાચની એ બરણીની લગોલગ ખાંડની બીજી એક બરણી પણ રહેતી. બંને બરણીઓ અભરાઈ પર ખૂણામાં મૂકી હતી. અમે સહુ ભાત તથા નાસ્તામાં ઘી મેળવીને ખાતા હતા.

એ દિવસોમાં હું બાપાના હાથનો ખૂબ માર ખાતો હતો. અબ્દુલ ખાદરને બિલકુલ માર પડતો નહીં. ત્યારે મને સારા પ્રમાણમાં મેથીપાક મળતો હતો. ક્યારેક તો કોઈ કારણ રહેતું તો ક્યારેક વિના કારણે જ માર ખાવો પડતો. છોકરાઓને પિતાઓ પણ મારે અને માતાઓ પણ મારે. . . . મારી મા પણ મને મારતી. ચમચાની દાંડી મારી મારી એ મને રસોડામાંથી બહાર કાઢતી. જ્યારે ખાવાની ઇચ્છા થતી ત્યારે રસોડામાં ઘૂસી જઈ જે કાંઈ મળતું એ ખાઈ લેતો. અબ્દુલ ખાદર પણ મારું અનુકરણ કરતો. પરંતુ એ કોઈ માનવા તૈયાર થતું નહીં. એ ચોરીને ખાતો અને માર મને જ મળતો.

એક દિવસે, સવારના નાસ્તા તથા બપોરના જમણની વચ્ચેનું શુભ મુહૂર્ત હતું અને મને થોડી થોડી ભૂખ લાગી હતી. સમય કોઈ હળવો નાસ્તો કરવાનો હતો. હું રસોડામાં ગયો. ત્યાં મા હતી, કામવાળી હતી. એનું નામ નંગેલી હતું. એ પણ મને મારી લેતી ખરી. મારી મારીને મને ભગાડી મૂકતી.

હું એનો નાનો શેઠ કહેવાઉં, અને નાના શેઠને એક કામવાળી મારે એ યોગ્ય ના જ કહેવાય. પરંતુ એ દલીલ ત્યાં ચાલતી નહીં. માને ફરિયાદ કરતાં જ એ બોલી ઊઠતી : "બહુ જ સારું થયું. તેં વાસણમાં હાથ નાખી ખાધું જ શા માટે?" વાત આટલેથી અટકતી નહીં. પાછળથી એ ઉમેરતી કે આ નંગેલીને હું ધાવ્યો છું. આમ તો મેં બીજી ઘણી સ્ત્રીઓનું ધાવણ પીધું હોવાનું મા તથા બીજી સ્ત્રીઓના મોઢે સાંભળ્યું હતું. એક કાચી કેરી કરડીને ખાઈ લઈશ એમ મેં વિચાર્યું. પણ એ મળવાનો કોઈ રસ્તો જ નહોતો. અને નંગેલી મોટેથી કહેતી : "થોડી વાર ભૂખ્યો બેસી રહે. ખાવાનું હમણાં જ થઈ જશે. કે પછી માર ખાવો છે?"

ઉફ! એક હરફ કાઢયા વિના હું ત્યાંથી ચાલી નીકળ્યો. ફરતાં ફરતાં ઘરમાં જઈ પહોંચ્યો. ત્યાં મેં એક મોટી શોધ કરી. ઘી તથા ખાંડની બરણીઓ બાજુ બાજુમાં જ હતી. આ બંનેને સાથે મેળવવાથી જરૂર કોઈ નવી ચીજ બનશે એવી મને પ્રતીતિ થઈ. બસ, પછી મેં પળભરનો વિલંબ ના કર્યો. કોઈને જાણ ના થાય એ રીતે, ગુપચુપ મેં ઈનામલનો એક કટોરો લીધો અને હળવા પગે બાપાના શયનગૃહમાં પહોંચી ગયો. હળવેકથી ઘીની બરણી ઉઠાવી બાપાના પલંગ પર મૂકી, ધીમેથી ઢાંકણું ઉઘાડયું અને પછી મારા પવિત્ર હાથો વડે ઘી કાઢી અર્ધો કટોરો ભર્યો અને પછી ઘીની બરણીને યથાસ્થાને ગોઠવી દીધી. એવી જ રીતે સંભાળપૂર્વક ખાંડ પણ કાઢી અને કટોરો ભરી લીધો. બંને બરણીઓ પૂર્વવત્ એના સ્થાને ગોઠવાઈ ગઈ. એ જોતાં કોઈને અણસારો સુધ્ધાં ના આવે કે એમાં કોઈ જાતનો ફેરફાર થયો છે. બાપા જે રીતે ઘી-ખાંડ કાઢતા હતા એ રીતે જ મેં કર્યું હતું. ઘી-ખાંડ કાઢી લીધા પછી ચમચી વડે બાપા અંદરની સપાટી એકસરખી કરી મૂકતા હતા. મેં પણ એ મુજબ હાથેથી બધુંય વ્યવસ્થિત કરી નાખ્યું. પછી બાપાના પલંગમાં બેસી ઘી તથા ખાંડ મેળવી. થોડી થોડી કરી મોંમાં મૂકી કરર્ કરર્ કરતો ખાવા લાગ્યો. ખાંડ કણીવાળી હતી. જોઈતા પ્રમાણમાં ઘીમાં ભળી નહોતી. પરંતુ એનો સ્વાદ અનેરો હતો. હું ખાતો હતો ત્યાં ધીમે ધીમે આછા સ્વરમાં એક પ્રશ્ન પુછાયો! હું ચોંકી પડયો. પ્રશ્ન પૂછવાવાળો અબ્દુલ ખાદર હતો. એ મારી બાજુમાં જ

ઊભો હતો. એ ઓરડીમાં ક્યારે અને કેવી રીતે આવ્યો એની મને ખબર જ ના પડી. એણે ધીમેથી સવાલ કર્યો :

"શું ખાઓ છો, મોટાભાઈ?"

"એક દવા." મેં અત્યંત ધીમેથી જવાબ આપ્યો.

"હું તમારી પાછળ જ હતો, મોટાભાઈ! મેં બધુંય જોયું છે. મને પણ આપો નહીંતર હું કહી દઈશ."

કોઈ મોટી ખાનગી વાતનું રહસ્ય છતું કરતો હોઉં એ રીતે મેં પૂછ્યું : "અલ્યા, તું મારો નાનોભાઈ છે, નહીં?"

"હા. તોપણ મને થોડાં આપો." મેં એને ઘી-ખાંડ આપ્યાં. કટોરો ચાટી ચાટીને સાફ કરવાનું કામ એણે કર્યું હતું.

"હવે હું ક્યારેય નહીં લઉં." મેં કહ્યું : "તું પણ ના લેતો." આ બાબત અંગે એકબીજાએ કબૂલાત કરી અને પછી બહાર નીકળ્યા. બહાર નીકળવાની પહેલાં, કટોરાને એના સ્થાને ગોઠવ્યો હતો — જાણે દુનિયામાં કાંઈ જ ના બન્યું હોય!

ત્યાર પછી મેં ક્યારેય ઘી-ખાંડ ખાધાં નહોતાં એ એક પરમ સત્ય જ છે. ઘીના ગુણથી હું અજ્ઞાત હતો. એ તો ખાવા માટે કાંઈ ના મળવાથી ઘી-ખાંડ પર હાથ અજમાવ્યો હતો. આમ તો ખાવા માટે ઘણી ચીજો ઘરમાં રહેતી. પાકાં ફણસ, પાકી કેરી ઉપરાંત તળેલા માંસથી ભરપૂર એક બરણી કબાટમાં મૂકી હતી. આ બધાં પર ધ્યાન કેન્દ્રિત કરી હું ચાલતો હતો. દિવસો વીતતા ગયા અને હવે મને વિના વાંકે માર પડવા લાગ્યો હતો. અબ્દુલ ખાદર તો સખત બીમાર હતો.

પરંતુ આમ માર પડવાનું કાંઈ કારણ? ઘીની બરણીમાંથી કોઈ ચોરી-છૂપીથી ઘી ખાઈ જતું હતું. પલંગ તેમ જ બરણી ઉપર એનાં નિશાન દેખાતાં હતાં. પરિણામે હું માર ખાતો ગયો. પરંતુ અબ્દુલ ખાદરની બીમારી એક મજેદાર બાબત બની હતી. એ તો રોજ ફુગ્ગાની જેમ ફૂલી રહ્યો હતો. વારંવાર પાણી પીધા કરતો; પરંતુ ખોરાક કાંઈ લઈ શકતો નહીં.

"દીકરાને બીમારી લાગુ પડી છે." મા તથા નંગેલીએ અભિપ્રાય જાહેર કર્યો. બાપા કણિયાનને[1] બોલાવવા ગયા. એ જમાનામાં કણિયાન મોટો વૈદ

---

૧. કણિયાન — ગણિતથી જોશ જોનાર. એ દવાદારૂ પણ કરતો હોય છે. ગણિત પરથી જોશ જોવાથી ગણકન કહેવાતો. અને એનો અપભ્રંશ 'કણિયાન' થયો.

ગણાતો. માએ અબ્દુલ ખાદરને ખોળામાં બેસાડયો અને પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં બોલી: "હાય અલ્લાહ! મારા દીકરાને આ શું થઈ ગયું?"

આ સાંભળતાં જ નંગેલી બોલી ઊઠતી: "હે પ્રભુ! મારા સોના જેવા બેટાને કોઈ રોગ-બોગ ના હો."

કોઈ પણ પ્રકારની ચિંતા વિના, બીમાર પડી, તગડો થઈ અબ્દુલ ખાદર સહુનો લાડકો બની બેઠો હતો. મેં એના ચહેરા પર નજર કરી એવો ભાવ વ્યક્ત કર્યો કે જાણે હું એને કહેતો ના હોઉં—વાહ રે ચોર! પેલું ઘી ચોરી ચોરીને ખાય છે અને ઉપરથી જાડિયો બનતો જાય છે, નહીં?

પરંતુ એના હાવભાવમાં કોઈ જાતનો ફરક પડયો નહીં. કણિયાન આવ્યો અને ગયો. પછી વેલન[1] વૈદ આવ્યો. પછી મુસલિયાર[2] પણ આવ્યો.

આમ દિવસો વીતતા ચાલ્યા. ઘી ઘટતું ચાલ્યું, અને રાબેતા મુજબ માર મને જ પડવા લાગ્યો. સાથોસાથ અબ્દુલ ખાદર ફૂલતો ચાલ્યો. એ બીમાર તો હતો પણ દવા ખાવાને બદલે, કોઈ ના જુએ તેમ ફેંકી દેતો. કયારેક કયારેક થોડોક ભાત ખાઈ લેતો. એ બીમાર હોઈ, સહુ કોઈના લાડ-ચાગનો અધિકારી બનવા લાગ્યો. આમ છતાં એનામાં કોઈ જાતની અશક્તિ દેખાતી નહોતી.

હું જાણતો હતો કે એ રોજ ઘી-ખાંડ ખાઈ રહ્યો હતો. પરંતુ કહેવું કોને? કહું તોય મારું કોઈ માને જ નહીં. એક દિવસ મેં એને તળેલું માંસ આપ્યું. આ માંસ મેં કબાટમાંથી ચોર્યું હતું. એ તરત જ ખાઈ ગયો ત્યારે મેં એને પૂછ્યું: "અલ્યા, તું મારો નાનો ભાઈ છે ને, સાચું બોલ. તું આમ રોજ ફૂલતો કેમ જાય છે? ઘી-ખાંડ ખાઈને જ ને?"

"મોટાભાઈ! તમે ગુપચુપ અહીંથી જતા રહો. હું બીમાર છું." એ બોલ્યો.

આની ચોરી શી રીતે પકડી પાડવી! લોકોને આની જાણ કેવી રીતે કરવી! પરંતુ કહેવાથી કોઈ માનશે જ નહીં. છતાં પણ મેં માને સહુ પહેલાં વાત કરી. ત્યાર પછી નંગેલીને આની જાણ કરી. ઘી-ખાંડ ચોરીને ખાવાવાળો આ જ છે.

પરંતુ મેં અગાઉથી જે રીતે માન્યું હતું તેવી જ રીતે થયું. કોઈએ મારી વાત માની નહીં. પરંતુ મારા દિલની સચ્ચાઈને લીધે એક બનાવ

---

૧. વેલન — મંત્ર-તંત્રથી ભૂતપ્રેતની બાધા દૂર કરતો ભૂવો. આમ તો એ હલકી કોમનો હોય છે પણ ગામડાંમાં તેનું ભારે મહત્ત્વ હોય છે.

૨. મુસલિયાર — મંત્રોચ્ચાર તેમ જ ફૂંક મારી રોગ દૂર કરવાવાળો મુસલમાન ફકીર. તદ્ઉપરાંત ધર્મગુરુનું કામ પણ એ સંભાળતો હોય છે.

બનવા પામ્યો. શુક્રવારનો દિવસ હતો. બાપા મસ્જિદમાં નમાજ પઢવા ગયા હતા. બાજુના એક ઘરમાં બેસી જૂ વીણતાં વીણતાં મા બીજી સ્ત્રીઓ સાથે ગામગપાટા હાંકતી હતી. વાતચીત દરમ્યાન માએ અબ્દુલ ખાદરની પવિત્ર બીમારીનો પણ ઉલ્લેખ કર્યો. આ બધુંય સાંભળીને હું ઘરમાં ગયો. નંગેલી ઊંઘતી હતી. રસોડામાં જઈ મેં પરચૂરણ શોધખોળ ચલાવી અને જે કાંઈ હાથમાં આવ્યું એ ખાઈ લીધું. પછી વરંડા ભણી જતો હતો ત્યાં બાપાના શયનગૃહમાં ખખડાટ સંભળાયો. કરકર અવાજ. મેં હળવેકથી અંદર નજર કરી. બાપાના પલંગની નીચે બે પગ દેખાતા હતા. એમાં એક પગ પાતળો હતો.

અબ્દુલ ખાદર ઘી-ખાંડ ઝાપટી રહ્યો હતો!

હળવા પગલે હું બહાર નીકળ્યો અને માની પાસે દોડી ગયો: "મા! અબ્દુલ ખાદરની બીમારી જોવી છે? તો જલદી દોડી આવ."

બધાંયને સાથે લઈ હું બારણા આગળ પહોંચ્યો. સહુને ત્યાં ઊભાં રાખી, ફટાક કરતું બારણું ઉઘાડી નાખ્યું. પલંગની નીચે બેસી, ઇનામલના કટોરામાંથી અબ્દુલ ખાદર ઘી-ખાંડ ખાતો હતો! આજે તો મુદ્દામાલ સાથે મેં ચોરને પકડી પાડયો હતો. હું એને બહાર ખેંચી લાવ્યો. માએ એને ખૂબ માર્યો. આ ધાંધલમાં નંગેલી જાગી ગઈ અને વિગતની જાણ થતાં જ એણે પણ એને ખૂબ પીટયો. હું તો આ સુંદર દૃશ્ય જોતો ઊભો જ રહી ગયો. બાપા આવ્યા ત્યારે એમણે પણ એને ધીબી નાખ્યો.

આ બધું પતી ગયા પછી જ્યારે એ મને એકાંતમાં મળ્યો ત્યારે પૂછવા લાગ્યો: "હું તો તમારો નાનો ભાઈ છું ને? અને તમે મને પકડાવી દીધો?"

"ચોર! મોટા ચોર, તારે લીધે મેં કેટલો માર ખાધો? તેં ક્યારેય એમ વિચાર્યું હતું કે હું તારો મોટો ભાઈ છું? ચોરના સરદાર!" મેં એને પરખાવી દીધું.

આ બધુંય યાદ કરી હું એકલો એકલો હસી રહ્યો હતો. એવામાં મારી વૃદ્ધ મા આવી પહોંચી, અને પૂછવા લાગી: "કેમ રે અલ્યા! આટલું બધું હસવું શાનું આવી રહ્યું છે?"

"એ તો એક જૂનો કિસ્સો યાદ આવ્યો અને હસી પડાયું, મા! અબ્દુલ ખાદર પહેલાં ઘી-ખાંડ ખાઈ ખાઈને જાડિયો થયો હતો એ—"

"ઓહ! તું હજી પણ એ ભૂલ્યો નથી, શું?"

"ના."

"તારી પાસે પૈસા હોય તો પાંચેક રૂપિયા મને આપ. પાત્તુમ્માની બકરીએ કાંજી મૂકવાની હાંલ્લી ફોડી નાખી છે."

"મોટાભાઈ! એ આનુમ્માની બકરી હશે." પાત્તુમ્મા બોલી ઊઠી.

આનુમ્મા દોડતી આવી અને કહેવા લાગી: "એ મારી બકરી નથી. મોટીબહેનની બકરી જ છે."

"બસ કર તારો લવારો. મોટાભાઈ બેઠા છે એ તું જોતી નથી? જરા માનમર્યાદામાં રહેતી જા. એ બકરી મારી છે એની તને શી રીતે ખબર પડી? જવાબ દે." પાત્તુમ્મા બોલી.

"મોટાભાઈને જાણ થાય એટલા માટે જ હું કહું છું. જેવી તમારી બકરી આ ઘરમાં પગ મૂકે છે તેવી જ હું મારી બકરીને અંદર લઈ જઈ બાંધી દઉં છું, મોટીબહેન! તમારી બકરી મારી બકરીનું ઘાસ ચોરીને ખાઈ જાય છે, અમારા કપ્પા કંદના બનાવેલ પુટ્ટ પણ એ મૂકતી નથી. અમારી કાળી ચા (દૂધ-સાકર વિનાની) પણ એ ચોરીને પી જાય છે. છોકરાઓને તો કાંઈ ખાવાને જ નથી મળતું. બધુંય મોટીબહેનની બકરી ખાઈ જાય છે." આનુમ્મા બોલી ઊઠી.

આ સાંભળતાં જ પાત્તુમ્મા ચડભડી ઊઠી: "હવે બસ કર. ચોરી ના કરવાવાળી બકરી હોય તો એ તારી જ બકરી! ક્યાંથી આવી તારી બકરી?"

"એ તો મોટીબહેન! તમે જ આપી હતી!" આનુમ્માએ ઋણસ્વીકાર કર્યો.

"સાલી! આ દુનિયામાં એવી તે કેટલી મોટી બહેનો છે જે નાની બહેનોને બકરી આપે છે? કહે તો ખરી?" પાત્તુમ્મા બોલી.

"ઓહોહો! કેટલી નાની બહેનોને એની મોટી બહેનો હાથી આપે છે! અળશિયા જેવી બકરીની તે વળી શી વાતો કરવાની હોય?" આનુમ્માએ રોકડું પરખાવ્યું.

આ સાંભળી પાત્તુમ્મા ગરજી ઊઠી: "તારાં નસીબ સવળાં છે કે મોટાભાઈ સામે જ બેઠા છે. નહીંતર હું તને આજે મૂકી દેત ખરી કે? પરવરદિગારને રુચે નહીં એવી વાતો તું કરીશ જ નહીં. મારી પાસે બે બકરી હતી એમાંથી એક મેં મારી વહાલી નાની બહેનને આપી. કાંઈ નહીં તો એટલું તો યાદ કર."

પાત્તુમ્માએ મારી પાસે આવી હળવેકથી પૂછયું:

"ખદીજાના કાપની વાત ભૂલી ગયા કે?"

"ના." મેં પણ ધીમા અવાજે જવાબ આપ્યો.

ધીમા અવાજે પાત્તુમ્માએ મને શિખામણ આપી:

"કોઈને ખબર ના પડવી જોઈએ, હોં!"

તરત જ આનુમ્માએ મારી નજીક આવી પૂછ્યું:

"મોટાભાઈ! મોટીબહેન ધીમા અવાજે શું કહેતી હતી?"

"કાંઈ જ કહેતી નહોતી." પાત્તુમ્માએ દોડી આવીને એ સવાલનો જવાબ આપ્યો.

"નહીં." આનુમ્મા બોલી: "હું સમજી ગઈ છું. અમને કોઈને ખબર ના પડે એ રીતે કાંઈક આપવાનું મોટીબહેન કહેતી હતી. મોટાભાઈ! તમે એને શું આપવાનું કબૂલ્યું છે?"

એવામાં પાછળથી એકી સાથે બે અશરીરી વાણી સંભળાઈ—અબ્દુલ ખાદરની પત્ની કુન્યાનુમ્મા તથા હનીફાની પત્ની ઐશોમ્માની વાણી: "સોનું કે ઘરેણાં આપવાના હો તો અમારાં છોકરાંઓને પણ જોઈશે."

એ લોકોમાં આ જ્ઞાનોદય શી રીતે થયો એની મને ખબર નથી. બનવાજોગ છે કે સ્ત્રીઓને આવું થતું હોય. પરંતુ આ સાંભળતાંની સાથે જ પાત્તુમ્માનો ગુસ્સો ફરી એક વાર પ્રજવળી ઊઠયો:

"અલી ખદીજા! જા, આપણી બકરીને બોલાવી લાવ. આપણે અહીંથી ચાલ્યા જઈશું. અહીં તો બધા ગંદા જ માણસો વસે છે. આપણે હવે આ ઘરમાં પગ પણ નહીં મૂકીએ."

આનુમ્મા સમજી ગઈ અને એ રાજી રાજી થઈ ગઈ. એ બોલી ઊઠી: "હે રબ! આ તો એ જ છે—સોનાનાં ઘરેણાંની વાત છે. હેં મોટાભાઈ! શું આપવાનું કહ્યું હતું?"

મેં કહ્યું એટલે કે મેં ઘોષણા કરી:

"સહુ કોઈ જાણી લે. ખદીજાને મેં બે કાપ ઘડાવી આપવાનું કહ્યું છે. હું એ અપાવીશ જ. કોઈને કાંઈ વાંધો છે?"

"મોટાભાઈ! મને પણ બે કાપ જોઈશે." આનુમ્મા બોલી ઊઠી.

"હવે રહેવા દે તારી અદેખાઈ, અલી! તું તારા નવા ઘરમાં રહેવા જઈશ ત્યારે જોઈતાં તમામ વાસણ અપાવવાનું તેં મોટાભાઈને કહ્યું નથી, શું? અને વળી મોટાભાઈએ પણ તને વાસણ અપાવવાનું કબૂલ્યું નથી? મને બધી ખબર છે, હોં નાનીબહેન!"

પાત્તુમ્માને આ રહસ્યની શી રીતે ખબર પડી?

# 4

શોરબકોર સાંભળીને હું રસોડામાં ગયો તો શું જોયું? માના અધ્યક્ષપણા હેઠળ બધી સ્ત્રીઓ આશ્ચર્ય અનુભવતી ઊભી હતી. વચ્ચે પાત્તુમ્માની બકરી હતી! એનું માથું નહોતું! એનો અર્થ એમ કે એણે ખાવાની લાલચમાં એક માટલામાં માથું નાખ્યું અને સંડોવાઈ ગયું. હવે માથું બહાર નીકળી શકતું નથી. એટલે એ માટલા સહિત ઊભી હતી—ઊભી હતી એટલે કે તમામ સ્ત્રીઓએ એને પકડી રાખી હતી. હવે આ માટલું શી રીતે કાઢવું એ એક સમસ્યા હતી.

પાત્તુમ્માની બકરીનું આ કારસ્તાન મેં જોઈ લીધું. એથી પાત્તુમ્મા જાણે એની બેઇજ્જતી થઈ હોય એમ બચાવ કરવા લાગી: "મોટાભાઈ! આ આવું કાંઈ કરવાવાળી નથી, હો!"

મેં એક નાનો પથ્થર લઈ, માટલું ફોડી નાખી બકરીને આઝાદ કરી.

"અલ્યા! આ તો અમે પણ જાણતા હતા." માએ કહ્યું.

"શી બુદ્ધિ છે! એક સારું માટલું હતું એ પણ ફોડી નાખ્યું." કોઈએ અભિપ્રાય વ્યક્ત કર્યો.

હું અપમાનિત બની વરંડામાં ઊભો હતો ત્યાં અબ્દુલ ખાદરની મોટી દીકરી, પાત્તુકુટ્ટી દોડી આવી: "મોટાકાકા!" એણે મને બોલાવ્યો. એના મોઢામાંથી કેટલાક દાંત ગુમ થઈ ગયા હતા. એ બોલી: "અબીએ મને માર્યું." એવામાં અબી પણ દોડી આવ્યો અને કહેવા લાગ્યો: "મોટીબહેને અબીને માર્યું."

હવેથી ઝઘડશો નહીં એવી ચેતવણી ઉચ્ચારી બંનેને રવાના કર્યાં કે સૈયદ મહમ્મદ આવ્યો. એક ફરિયાદ લઈને!

"મામા!" એણે રાવ ખાધી: "લયલા મને ઉળ્ળાડત્તિપારૂ કહીને ચિડાવે છે."

ભયંકર! એક છોકરી એક છોકરાને ફરી એક વાર ઉળ્ળાડત્તિપારૂ કહીને ચિડાવે એથી વધારે ભયંકર બીજું શું હોઈ શકે?

"લયલા!" મેં બૂમ મારી. લયલા આવી. એની આંખો ભરાઈ ગઈ હતી. પરંતુ આવતાંની સાથે જ એ બોલવા લાગી: "મોટાકાકાને નહીં લઈ જાઉં."

"નહીં લઈ જતી, જા એક સોટી લઈ આવ."

આ સાંભળી સૈયદ મહમ્મદ આંબલીની એક ડાળી લઈ આવ્યો. લયલાને મેં એ બતાવી, ડરાવી, હવેથી કોઈને ઉળ્ળાડત્તિપારૂ કહીને ચીડવતી નહીં એમ કહીને રવાના કરી. એવામાં કેટલીક મરઘી કલબલાટ કરતી, ઊડતી-દોડતી આવી આરામખુરશીમાં સૂઈ રહેલા મારા દેહ પર પડી. એની પાછળ પાછળ પાત્તુ-

મ્માની બકરી દોડતી આવી, એમાં ખાસ કોઈ નવીનતા તો હતી જ નહીં. પાત્તુમ્માની બકરીએ ભાત પકાવવાની એક હાંલ્લી પ્રણ ફોડી નાખી હતી. ઉપરાંત આનુમ્મા તથા ઐશોમ્માનો સમૂહસ્વર! માની ધાકધમકી, છોકરાઓનું ખડખડાટ હસવું અને પાત્તુમ્માનાં રોદણાં રોવાં! આ બધાથીયે વિશેષ તો પાત્તુમ્માની બકરી, "હું તો કાંઈ જાણતી નથી," એવા ભાવથી ફણસના ઝાડની નીચે ઊભી હતી!

ચાર વાગ્યા કે હું ફરવા નીકળ્યો અને બજારમાં ગયો. ત્યાં એક અચરજ જોયું: અબી તથા પાત્તુકુટ્ટી એક નાની ટોપલીમાં જાંબુ ભરી, પુરુષોની વચ્ચે બેઠાં હતાં.—હજારો હાથીઓની વચ્ચે જાણે બે ઉંદરનાં બચ્ચાં! બંને જાંબુ વેચતાં હતાં. સેલ્સમૅન તો અબી જ હતો.

"મ્બીના એક હાથનો પા આનો. મ્બીના બે હાથ અને ઉપરથી એકના બે પા આના."

એટલે કે પાંચ જાંબુનો પા આનો અને અર્ધા આનાનાં અગિયાર. અબીના હાથમાં આંગળીઓ તો પાંચ જ હતી ને! હું એ વેપારની રીત જોતો ઊભો રહ્યો. બંનેએ છ આનાનાં જાંબુ વેચ્યાં. એ છ આના મેં લઈ લીધા.

એ રાતે મેં માના હાથમાં આઠ આના મૂકયા. મા ખુશ થઈ ગઈ. જમ્યા પછી, સૂતા પહેલાં મેં છોકરાઓને ઉછેરવાની રીત વિશે ત્યાં હાજર રહેલ પિતાઓ જોડે વાતચીત કરી. માતાઓને પેટ ભરીને ખોરાક આપવાની જરૂરિયાત વિશે પણ વાત કરી. બાળકોને સ્વચ્છતાપૂર્વક ઉછેરવાની રીત અંગે પણ મેં વાત કરી. ઘર તથા એની આસપાસની જગ્યા ચોખ્ખી રાખવાથી થતા ફાયદા વિશે મેં લાંબું ભાષણ આપ્યું. આ બધાયના જવાબરૂપે હનીફા બોલી ઊઠયો: "હું લશ્કરમાં જતો રહીશ."

અબુએ કહ્યું:

"મોટાભાઈ! તમે એક કામ કરો તો ઘણું થઈ રહેશે. થોડા પૈસા છૂટા મૂકો. આપણે આ ઘર ઉપરથી નાળિયેરીનાં પાંદડાં હઠાવી લઈ, એની જગ્યાએ નળિયાં મુકાવી દઈએ. તમારા આગમનથી ઘરનું આંગણું તો ચોખ્ખું થઈ ગયું."

આંગણું બનાવવા માટે રૂપિયા તો મેં જ ખર્ચ્યા હતા. પથ્થર મગાવી, આંગણું પાકું કરાવ્યું હતું.

"એ બધું જવા દે." અબ્દુલ ખાદરે કહ્યું: "બધુંય ઠીક થઈ રહેશે. એક વાર પાત્તુમ્માની બકરીને વિયાવા તો દે!"

કેટલાક દિવસો વીતી ગયા.

ભૂમ! પાત્તુમ્માની બકરી વિયાણી!

એ શુભ મુહૂર્ત બપોરના જ હતું એમ લાગે છે. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. સમાચાર સાંભળતાં જ હું ચોંકી ઊઠયો. આમાં તો કંઈક જાતની આફત આવવાનો સંભવ હતો. પ્રસૂતિ સમયે મૃત્યુ પામવાના બનાવો મને યાદ આવી ગયા. હું બહુ જ મૂંઝાઈ ગયો અને માના નામની લગભગ સો વાર બૂમ પાડી:

"મા! તું એની પાસે જ ઊભી રહેજે." મેં વિનંતી કરી. મા કાંઈ બોલી નહીં એટલે મારો ગભરાટ ઊલટાનો વધી ગયો. હવે શું થશે? ત્યાં જઈને જોઈ લઉં તો? પણ જવાની હિંમત ના ચાલી, છતાં પણ ચોરીછૂપીથી ત્યાં નજર તો કરી લીધી. બકરી તો દેખાતી જ નહોતી. લોકોનું ટોળું દેખાતું હતું. મા, બે આનુમ્મા, ઐશોમ્મા, પાત્તુકુટ્ટી, અબી, આરીફા, સૈયદ મહમ્મદ, રશીદ, ઝુબૈદા — આ ઉપરાંત આડોશીપાડોશીની સ્ત્રીઓ, જાણે કોઈ મોટો ઉત્સવ ના હોય! સહુ કોઈ રાજી હતાં.

પરંતુ કોઈનેય ઉત્કંઠા કેમ નહોતી? મેં માને બોલાવી પૂછયું: "પાત્તુમ્માને બોલાવી કે?"

ત્યાં મુખ્ય હાજરી તો પાત્તુમ્માની હોવી ઘટેને? પરંતુ પાત્તુમ્માને બોલાવવા કોઈ ગયું નહોતું. મા તથા બીજી સ્ત્રીઓને એની કાંઈ પડી જ ન હતી, આ જોતાં જ મને ખ્યાલ આવ્યો કે તેઓ માટે આ કોઈ નવી વાત નહોતી, એ બધીયે કેટલી વાર જાણી ચૂકી હતી. મા પણ કેટલીયે સુવાવડોનો અનુભવ લઈ ચૂકી હતી, માની દીકરીઓ — પાત્તુમ્મા તથા આનુમ્મા — બાળકોની મા બની ચૂકી હતી. માની પુત્રવધૂઓ — કુન્યાનુમ્મા તથા ઐશોમ્મા પણ સુવાવડી થઈ ચૂકી હતી. સુવાવડ એટલે તેઓને મન કોઈ ખાસ સમાચાર નહોતા. કયાંય પણ સુવાવડની વાત જાણવા મળે કે તરત જ પૂછી લેતી: "છોકરો કે છોકરી?" આ એક જ સવાલ તેઓના મોઢામાંથી નીકળતો!

પરંતુ આવી કોઈ બાબતનું જ્ઞાન ના હોવાથી હું સહેજ ગભરાઈ ગયો હતો.

પશ્ચિમે આવેલ વરંડામાં, હું ખુરશી પર એકલો બેઠો હતો. પેલી બાજુ શું બની રહ્યું હોવાની મને માહિતી નહોતી. મેં વધારે પ્રમાણમાં બીડી પી નાખી. આમતેમ ટહેલતો રહ્યો. આમ આંટાફેરા કરી રહ્યો હતો ત્યાં અબી તથા પાત્તુકુટ્ટી આ તરફ આવતાં હતાં. અબી બડાઈ હાંકતો હતો: "મ્બીએ પહેલાં જોયું."

"તેં નહીં, અબી! પહેલાં તો મેં જોયું હતું." પાત્તુકુટ્ટી બોલી ઊઠી.

એવામાં લયલા તથા સૈયદ મહમ્મદ આવી પહોંચ્યા. સૈયદ મહમ્મદે કહ્યું: "પહેલાં મેં જ જોયું હતું."

આ સાંભળી લયલા બોલી ઊઠી: "મોટાભાઈને નહીં જ લઈ જાઉં. પહેલાં તો મેં જ જોયું હતું."

આ નાના નાના શયતાનોએ શું પહેલાં જોયું હતું? મેં અબીને પૂછયું: "અલ્યા! તેં શું પહેલાં જોયું?"

અબી ગર્વ અનુભવતો બોલ્યો: "મેં એને પૂરી રીતે વિયાતાં જોઈ. પહેલાં તો મ્બીએ જ જોયું!"

"બકરી વિયાણી કે?" મેં પૂછયું.

પાત્તુકુટ્ટીએ જવાબ આપ્યો: "હા, વિયાણી, સહુથી પહેલાં એને વિયાતાં મેં જ જોઈ."

હાશ! એ વિયાણી ખરી. કોઈ જાતની મુશ્કેલી ના નડી. મને શાતા વળી. મેં આગળ જઈને જોયું તો વરંડામાં બકરી તથા બચ્ચું બંને હતાં. સફેદ સુંદર બચ્ચું. એ આ સમગ્ર વિશ્વને બેપરવાહીથી નિહાળતું નિહાળતું પડયું હતું.

એની માને ગરમ પાણીએ નવડાવવાનું, દૂધ પિવડાવવાનું વગેરે કહેવાની મને ઇચ્છા થઈ આવી, પરંતુ દૂધ લાવવું કયાંથી? ગરમ પાણી તો હતું. પરંતુ હું કાંઈ કહીશ તો બધી સ્રીઓ હસવા માંડશે. છતાં પણ મેં માને પૂછયું: "એને કાંઈ ખાવાનું આપ્યું કે?"

"કાંઈ નથી આપ્યું. થોડી વાર પછી એને જમરૂખનાં પાન કે બીજાં કોઈ ખાસ પાન આપશું. આ જ રિવાજ છે."

"એ બચ્ચાને ચટાઈમાં સુવડાવને." મેં કહ્યું: "જોને એ બિચારું કેવું ઠંડી જમીન પર સૂતું છે!"

એને ચટાઈ પર સુવડાવ્યું કે નહીં એની મને ખબર ના પડી. હું જલદી એક મોટું કેળું લઈ આવ્યો અને બકરીને આપ્યું. એ કૃતજ્ઞતા પ્રદર્શિત કરતી કરતી ખાઈ ગઈ.

તમામ સ્રીઓ મારી તરફ જોઈ રહી હતી. એ લોકોની નજરમાં એક સવાલ છુપાયો હતો—"આ શું?" એક માત્ર મા બેઠી બેઠી હસી રહી હતી.

સંધ્યા ઢળ્યા પછી પાત્તુમ્મા, કોચ્ચુણ્ણી તથા ખદીજા આવ્યાં. બકરીના વિયાવાના સમાચાર જાણી તેઓ કશુંય બોલ્યાં નહીં.

સૂતી વેળા મેં પૂછયું: "બકરીના બચ્ચાને કયાં મૂકયું છે?"

"રસોડામાં." કોઈકે જવાબ આપ્યો.

"ચૂલામાં દેવતા નહીં હોય?" મેં શંકા ઉઠાવી.

"ટોપલી વડે ઢાંકી દીધું છે." માએ જવાબ આપ્યો.

ટોપલી વડે ઢાંકી દીધું છે, ઉંહ!

"આનુમ્મા! એનો જીવ મૂંઝાશે નહીં? તમારા કોઈના બાળકને આમ ટોપલી નીચે ઢાંકી રાખશો કે!" મારાથી પુછાઈ ગયું.

"તો પછી એનું કરવુંય શું?" મારા પ્રશ્નનો જવાબ પ્રશ્નમાં અપાયો. પૂછનાર વ્યક્તિ કોણ હતી તે હું કળી શકયો નહીં. હું ચૂપચાપ સૂઈ ગયો. છૈયાંછોકરાંવાળી આ સ્ત્રીઓની વચ્ચે કાંઈ બોલવું એ બેકાર જ હતું. પાછળથી મારા બોલવાની ઠેકડી ઉડાવી સહુ ખડખડાટ હસ્યા કરશે. એક તો મેં લગ્ન કર્યાં નહોતાં. એટલે જે વિષયમાં હું કાંઈ જાણતો ના હોઉં એ વિશે મૌન સેવવું જ ઉચિત લાગ્યું. ચાદર ઓઢી, આંખો મીંચી હું સૂઈ ગયો.

બીજા દિવસે સવારે ઊઠી નાહીધોઈ, ચા પીતાં પીતાં મેં આનુમ્માને પૂછ્યું: "એને કાંઈ આપ્યું કે?"

એને એટલે આનુમ્મા સમજી ગઈ કે હું પાત્તુમ્માની બકરી વિશે પૂછતો હતો.

"ઘાસ આપ્યું છે." આનુમ્માએ જવાબ આપ્યો. આનુમ્માની બકરીનું જ ઘાસ.

પાત્તુમ્માની બકરી તથા એનું બચ્ચું આંગણામાં ફણસના ઝાડની નીચે ઊભાં હતાં. બનવાજોગ છે કે મા, તેઓનું ખાવાનું કયાંથી આવે છે તે એના બચ્ચાને બતાવતી હોય. બચ્ચું ધીમાં ડગલાં ભરતાં ભરતાં પડી જતું હતું. ચાલવામાં તકલીફ પડતી હશે. એને વહાલપૂર્વક તેડી લઈ ચૂમવાનું મન થઈ આવ્યું. એવામાં શરીરે એકમાત્ર લુંગી વીંટીને હનીફા આવી ચડયો. એ કહેવા લાગ્યો:

"મોટાભાઈ! મારે એક દસ રૂપિયાની જરૂર છે. અબ્દુલ ખાદરભાઈ પાસે માગીશ તો મને હડધૂત કરશે. અને અબુ સુધ્ધાં મારી હાંસી ઉડાવશે. આ જુઓ, મારી પાસે પૈસા હોત તો હું એક ખમીસ ના પહેરતે?"

"થોડા દિવસ પહેલાં તેં મારું ખમીસ તથા ડબલ મુંડ (લુંગી) લઈ લીધાં હતાં એ આજેય મને યાદ છે, હોં!"

"કોણે મેં? રહેવા દો, મારે કાંઈ જ નથી જોઈતું. હું તો લશ્કરમાં ચાલ્યો જઈશ. અહીં કોઈને મારી જરૂર નથી. પરંતુ આટલું યાદ રાખજો કે સરકારને મારી જરૂર છે. તમે આપેલ ડબલ મુંડ તથા ખમીસ—"

મેં અધવચ્ચેથી જ એની વાત કાપી નાખી: "સબૂર, એ મેં તને આપ્યાં નહોતાં. ધોવાઈને આવતાંની સાથે જ તેં મને પૂછ્યા વિના એ લઈ લીધાં. ખમીસ તથા લુંગી ઓછાં હોઈ, મારી પાસે એની પાકી ગણતરી રહેતી, કપડાં જ્યારે ઝાઝાં હતાં ત્યારે મા એમાંથી ચોરી લેતી; અબ્દુલ ખાદર ચોરતો; પાત્તુમ્મા તથા આનુમ્મા પણ ચોરી કરી લેતી. ફક્ત તારી પત્ની ઐશોમ્મા તથા અબ્દુલ ખાદરની પત્ની આનુમ્માએ જ કાંઈ ચોર્યું નહોતું."

"મારી પાસેથી એ ડબલ મુંડ તથા ખમીસ અબુએ ખૂંચવી લીધાં છે, મોટાભાઈ! મારી હાલત તો જુઓ!" હનીફા બોલ્યો.

"દોરા જેવા દૂબળા અબુએ તારા જેવા તગડા પાસેથી એ ખૂંચવી લીધાં, એમ?"

"મોટાભાઈ! મારા કથનમાં શંકા રહેતી હોય તો અબીને પૂછી જુઓ. એલા, અબી!"

અબી હાજર થયો. હનીફાની તમામ વાતોનો એકમાત્ર સાક્ષી અબી હતો. એણે તો આવતાંવેંત જ બોલવાનું શરૂ કર્યું: "બાપા જે કાંઈ કહે છે એ મ્બીએ જોયું હતું."

આટલું થયું કે અર્ધ ઉઘાડા બારણામાં, રશીદને કાખમાં તેડી ઐશોમ્મા હાજર થઈ અને એ કહેવા લાગી:

"આ બાપ-બેટા બંને જૂઠું બોલે છે. દીકરાને પઢાવતા હતા એ મેં સાંભળ્યું છે. તમારા ડબલ મુંડ તથા ખમીસ અબીના બાપાની પેટીમાં છે."

"એલા ચોર! ચોરોના સરદાર! અબ્દુલ ખાદર અને મારી પાસે તું નાળિયેરીનાં છોડિયાં ઉપડાવતો હતો એ યાદ છે કે?"

"એ હું નથી જાણતો. મને ખૂબ જ કામ છે. લોહીનું પાણી કરી, તનતોડ મહેનત કરતો એક મજૂર છું હું."

"વારુ, તો તારા કેળના બગીચા છે, એનું શું?"

"એ હું તમને આપી દેવા તૈયાર છું, મોટાભાઈ! બદલામાં મને ફક્ત દસ હજાર રૂપિયા આપશો તો ચાલશે." એણે કહ્યું.

એણે એનો દસમો ભાગ આપીને ખરીદ કર્યા હોવાનું મારું અનુમાન હતું. ચોર! ચોરોનો સરદાર!

મેં માને સાદ પાડયો અને એ આવી કે મેં પૂછયું: "આ હનીફા જ્યારે નાનો હતો ત્યારે એણે પાંચ રૂપિયા ચોર્યા નહોતા શું? અને પછી એ શેઠ બની એના મોટા ભાઈઓ — મારી તથા અબ્દુલ ખાદરની પાસે ઢગલોએક નાળિયેરીનાં

છોડિયાં સૂકવવા નંખાવતો; પોતે આરામથી બેસી રહેતો અને અમને રોજ ચાર ચાર ચક્રમ[1] મજૂરી તરીકે આપતો હતો. સાતઆઠ દિવસ પછી બાપાને ચોરીની ખબર પડી ગઈ. ચોરી મેં કરી હોવાનું અનુમાન કરી બાપાએ મને માર્યો હતો. મા, આ બધું તને યાદ છે કે?"

"હનીફાએ એ ચોરી બાપાની પેટીમાંથી નહોતી કરી. એ જમાનામાં મારી પાનસોપારીની ટોપલીમાં ચાંદીના સિક્કા પડયા રહેતા. અને એ કેવી રીતે ચોરી કરતો હતો એની ખબર છે? રહેવા દે, એ વાત. બધુંય કહીશ તો એનાં બૈરીછોકરાં સાંભળી જશે." માએ વાતને નવો વળાંક આપ્યો.

"કહે ને, મા! સાંભળવા દે."

મેં એ વાત કહેવાનું કહ્યું એની પાછળ એક મોટો ભેદ છુપાયેલો હતો: એ વખતમાં માની પાનસોપારીની ટોપલીમાંથી ચાંદીના સિક્કાની ચોરી કરવાનો મારો રોજનો ક્રમ હતો. હું માની પાસે જઈને સૂઈ જતો, અને જેવી માની આંખ મળતી કે એની કમરમાં ભેરવેલ પાનસોપારીની નાની ટોપલીમાંથી ચાર સિક્કા કાઢી લેતો અને માને ખબર ના પડે એ રીતે ટોપલીને પૂર્વવત્ મૂકી દઈ, ત્યાંથી ચાલી નીકળતો.

માએ વાતનો પ્રારંભ કર્યો.

"હનીફા મોટો થયો છતાં પણ એણે મને ધાવવાનું મૂકયું નહોતું. એ મને ધાવવા આવતો અને ધાવતાં ધાવતાં પાનસોપારીની ટોપલીમાંથી પૈસાની ચોરી કરતો હતો. એક દિવસ મેં એને ચોરી કરતાં પકડી પાડયો અને ખૂબ મારીને ભગાડી મૂકયો. એ દિવસથી એણે ધાવવાનું બંધ કર્યું."

"ચોરોનો સરદાર! અને અબ્દુલ ખાદરે ચોરી નથી કરી કે?"

"એણે પણ ચોરી કરી છે. એકમાત્ર તેં જ ચોરી કરી નથી."

કેવો સારો હું! આહા, મારી સુંદર જિંદગી!

"જોયું હનીફા? જોયું અબી? જોયું રશીદ? જોયું લયલા? સાંભળ્યુંને તમે લોકોએ?"

આ સાંભળીને હનીફા બોલી ઊઠયો:

"મા! મારી વહાલી મા! તને યાદ નથી અગર તો તું ઐશોમ્મા, આનુમ્મા વગેરેને સંભળાવવા માટે જૂઠું બોલી રહી છે. મોટાભાઈએ પણ તારી ટોપલીમાંથી પૈસા ચોર્યા છે. મને હજુ પણ સાંભરે છે: મને તથા અબ્દુલ

---

૧. ચક્રમ — એ જમાનાનું, ત્રાવણકોર સ્ટેટનું ચલણી નાણું. એક રૂપિયાના 28 ચક્રમ.

ખાદરભાઈને બહાર લઈ જઈ મોટાભાઈ ચા પિવડાવતા હતા. કેટલીયે વાર ચાંદીના સિક્કા વડે જ ચાનું બિલ ચૂકવતા હતા. હવે તું જ કહે, મા! મોટાભાઈ પાસે ત્યારે ચાંદીના સિક્કા ક્યાંથી આવતા હતા?"

અચાનક મેં વિષય બદલવાનું નક્કી કર્યું.

"તેં અત્યાર સુધીમાં મારી પાસેથી બેત્રણ, પાંચ, દસ કરીને કેટલાયે રૂપિયા લીધા છે. એ ઉપરાંત સો રૂપિયાની રકમ હજુ પણ તારે મને આપવાની રહે છે. તારા જે મિત્રો છે ને એ ખ્રિસ્તી, નાયર તથા ઇઝવા વગેરે આના સાક્ષી છે. એ બધાયને હું માની આગળ હાજર કરીશ. લાવ, મારા સો રૂપિયા."

"મા, આ મોટાભાઈ શું કહે છે? હું એમને રૂપિયા આપવાનો છું, એમ? મેં મોટાભાઈને કેળાં લાવી આપ્યાં છે; અનનાસ પણ આણ્યાં છે. બીડી કેટલી ખરીદીને આપી એનો તો કોઈ હિસાબ જ નથી. આ ઉપરાંત ભીંડા, કારેલાં, બકરીનું કલેજું, ઈંડાં, માછલી જેવું કેટલુંયે લાવી દીધું છે. એના હિસાબમાં મારે એમની પાસેથી ચાળીસ રૂપિયા લેવાના રહે છે. અને એ રકમમાંથી મેં ફક્ત દસ રૂપિયા જ માગ્યા હતા."

"હા, હા, તેં મને ખૂબ જ આપ્યું છે! તારા બગીચામાં ભાંગી પડેલ કેળમાંથી કાચાં કેળાં કાપી, એને રંગીન બનાવી તેં મને આપ્યાં હતાં. બાકી બધુંય તો અબ્દુલ ખાદર, કોચ્ચુણ્ણી તથા સુલેમાને પોતાના પૈસા ખરચી, ખરીદેલ અને તું આ તરફ આવતો હતો એટલે એ તારી સાથે મોકલવામાં આવતું હતું. શું હું નથી જાણતો? અને તું તો એવા રુઆબથી મને એ આપતો હતો કે જાણે તેં જ એ કેમ ના ખરીદ્યું હોય!"

આ સાંભળતાં જ એણે બૂમ મારી:

"ઐશોમ્મા! ચાલ, આપણાં છોકરાંઓને લઈ લે. આપણે હવે અહીં નથી રહેવું. આપણી જમીનમાં જ ચાર થાંભલા ઊભા કરી એના પર નાળિયેરીનાં પત્તાં છાવરી ત્યાં રહેશું. ચાલ, નીકળ બહાર."

"અલ્યા ઊભો રહે." મેં એને રોક્યો: "પહેલાં એ સો રૂપિયાનો ખુલાસો કર અને પછી જા. મા, આ પણ સાંભળ, પહેલાં જ્યારે આની પાસે ચાર સાઈકલ હતી એ સમયની વાત છે. એને કાંઈ ઝાઝાં વરસ થયાં નથી. હું જ્યારે અહીં આવતો ત્યારે ક્યારેક એની એકાદી સાઈકલ ફેરવી લેતો. દસ મિનિટ પછી તો એ પાછી મૂકી દેતો. છતાં પણ એ કહેતો કે બે કલાક થયા. ટૂંકમાં એને બે કલાકનું ભાડું જોઈતું હતું. વળી ત્યારે એનું બીજું શું કામ હતું એ જાણે છે? એ એના કેટલાક ખ્રિસ્તી, નાયર અને ઇઝવા મિત્રોને

લઈ, એરણાકુળમમાં મારી પાસે આવતો. જે રીતે એણે અબીને જૂઠી સાક્ષી આપવાનું શિખવાડી રાખ્યું છે એ રીતે એ લોકોને પણ એણે પઢાવી રાખ્યું હતું. આવતાંવેંત તેઓ હનીફાની મુસીબતોનું વર્ણન કરવાનું શરૂ કરી દેતા. બિચારો હનીફા! કેટલો હેરાન થાય છે વગેરે. ત્યાર પછી એનો વારો આવતો અને એ રૂપિયા ઉધાર માગતો. અંતે એ પાંચ રૂપિયા માગતો. એ પણ મારા તરફથી બાળકોને આપવા માટે કાંઈ પણ ખરીદી લઈ જવા માટે. હું એને ત્રણ રૂપિયા આપતો. એ રૂપિયામાંથી એ છોકરાઓ માટે એક આનાની નારંગી પીપર ખરીદીને લઈ જઈ છોકરાંઓમાં વહેંચી દેતો.

"એ સમયે મેં સવા ત્રણસો રૂપિયાની એક સાઇકલ ખરીદી હતી. આ વાતની એને ક્યાંકથી જાણ થઈ ગઈ. એક દિવસ એ એના મિત્રોને લઈને મારી પાસે આવ્યો. બધા મળીને કુલ ચાર જણ હતા અને આવ્યા હતા ત્રણ સાઇકલ પર. આવતાંની સાથે જ એ અડિંગો જમાવીને બેઠો, જાણે સત્યાગ્રહમાં બેઠો ના હોય! હનીફાને મારી સાઇકલ જોઈતી હતી. એકાદ નવી સાઇકલ સાથે હોય તો એની જૂની-પુરાણી ભાંગેલી-તૂટેલી સાઇકલ ભાડેથી જાય; મેં કહ્યું કે મારે સાઇકલની ખાસ જરૂર છે તો એનો એક મિત્ર કહેવા લાગ્યો: 'હનીફા એની કિંમત ચૂકવી આપશે.' એ પૂરું બોલી રહે એ પહેલાં જ હનીફાએ મારા ખોળામાં નોટોનું એક બંડલ ફેંક્યું. મેં ગણી જોયા તો બસો ચાળીસ રૂપિયા હતા. બાકી? ઓહ, એ તો ઘેર જઈને મોકલી આપશે એમ એના મિત્રોએ કહ્યું. એ લોકો જરૂર એ રૂપિયા મોકલાવી આપશે. એના મિત્રો જામીન આપે એ કાંઈ ઓછું કહેવાય? અને તરત જ એ જ સ્થળે હનીફાએ મારી પાસેથી દસ રૂપિયા ઉછીના માગી લીધા. ઉપરાંત બાળકો માટે કાંઈક ખરીદીને લઈ જવા માટે ત્રણ રૂપિયા પણ લીધા. ત્યાર પછી કેટલાયે મહિના વીતી ગયા છતાં એણે બાકીના રૂપિયા મોકલ્યા જ નહીં. હું અહીં આવું છું કે એના મિત્રો મને જોતાંવેંત જ છુપાઈ જાય છે. લાવ, એ રૂપિયા."

"હું લશ્કરમાં જતો રહીશ."

"મ્બી પણ લશ્કરમાં જશે." અબી બોલી ઊઠયો.

"હું પણ લશ્કરમાં જઈશ." લયલાથી રહેવાયું નહીં.

"તો પછી હું તથા રશીદ પણ સાથે આવશું, લશ્કરમાં. હું સરકારને રાંધી દઈશ." ઐશોમ્મા બોલી.

"બસ કર, અલી! તું હવે આ સભામાં આવીને ભાષણ આપવા માંડી કે શું! આ મોટાભાઈ બેઠા છે એટલે તને જવા દઉં છું. નહીંતર... ચાલ ભાગ

અહીંથી," એટલું કહીને હનીફા બજારમાં આવેલ પોતાની દરજીની દુકાને ચાલ્યો ગયો.

થોડી વાર પછી, રશીદ તથા ઝુબૈદાને લઈ મા મારી પાસે આવી કહેવા લાગી: "અમે નાહવા જઈએ છીએ. તું આ છોકરાંઓને સંભાળજે."

હું છોકરાઓને સંભાળવા લાગ્યો. બધી સ્ત્રીઓ નાહવા ગઈ. બંને છોકરાંઓ રડવા લાગ્યાં. તેઓને છાના રાખવા માટે મેં બકરીના બચ્ચાને લાવીને બંનેની વચ્ચે મૂકી દીધું.

બંને બાળકોએ પેશાબ કર્યો. બકરીના બચ્ચાએ તો પેશાબ અને હાજત બંને કર્યાં. એવામાં આ પરિષદમાં સ્વચ્છતાનો સ્વામી અબુ આવી ચડયો અને પૂછવા લાગ્યો:

"આ બધું શું છે?"

અબુએ છોકરાંઓને છાનાં રાખ્યાં. એણે ખાસ કાંઈ કર્યું જ નહીં. ફક્ત આંખો કાઢી, હોઠો કરડીને મોટેથી બૂમ પાડી કે થયું. છોકરાંઓ ચૂપ! પાત્તુમ્માની બકરીને મારીને ભગાડી મૂકી. બિલાડીઓને ફટકારી અને મરઘીઓને હાંકી કાઢી.

એ દરમ્યાન, મેં બકરીના બચ્ચાનાં મળમૂત્ર ઉઠાવીને ફેંકી દઈ ત્યાં સાફસૂફ કરી નાખ્યું. બકરીના બચ્ચાને આંગણમાં ઊભું રાખ્યું.

"જોયું, બકરી, મરઘી, બિલાડી અને છોકરાંઓએ મળીને ફળિયું તથા ઓસરી ગંદાં કરી મૂક્યાં છે. મોટાભાઈ! તમે આ બધું ચલાવી લો છો ને?"

"તો મારે શું કરવું?"

"બધાંયને મારવાં જોઈએ."

દોરા જેવો દૂબળો અબુ બૂમબરાડા પાડવામાં તથા બધાંયને ધીબી નાખવામાં પાવરધો હતો. સહુ કોઈ એનાથી ડરતા. એને છોકરાં સોંપી જવાની હિંમત માતાઓમાં નહોતી.

"મોટાભાઈ! મેં તમારું ખમીસ તથા લુંગી ચોર્યાં હોવાની વાત તમને નાની ભાભીએ કરી હતી કે?"

આનુમ્માએ જણાવ્યું હતું કે નહીં એની મેં એને જાણ થવા દીધી નહીં. એટલે એ ગુસ્સે થઈ કહેવા લાગ્યો: "ઘરના એકેએક જણે ચોરી કરી છે. એકલો હું જ નહીં, પરંતુ મા તથા નાની ભાભીએ સુધ્ધાં એકેક લુંગી ચોરી છે. આ વાત તમને કહી કે?"

"તેં ચોરી કરી હોવાનું આનુમ્માએ કહ્યું નથી."

"મેં એક ખમીસ તથા લુંગીની ચોરી કરી છે. આ સત્ય હું કોઈની આગળ કહેવા તૈયાર છું. આખરે મોટાભાઈએ મને આપ્યું પણ શું છે?"

"તું જેના પર સૂએ છે એ પલંગ. એની કિંમત ચાળીસ રૂપિયા છે. એ પલંગ પર રહેતી શેતરંજી, ઓશીકાં, ગાદલું, ચાદર, તું ઓઢે છે એ કાશ્મીરી શાલ વગેરે. એ શાલની કિંમત જ રૂપિયા પચાસ છે. તારા ખિસ્સામાં ખોસીને રુઆબથી ફરે છે એ પાર્કર પેન — જેની કિંમત બેંતાળીસ રૂપિયા છે. આ ઉપરાંત તું જ્યારે જ્યારે આવે છે ત્યારે ત્યારે મારી પાસેથી લેવાતા રૂપિયા! આનો કોઈ હિસાબ છે કે નહીં?"

"આ તો બધી જૂનીપુરાણી ચીજો છે. નવું કાંઈ આપ્યું છે કે?"

"તને એ વસ્તુઓ મેં આપી હતી ત્યારે એ તદ્દન નવી જ હતી."

"મોટાભાઈ! મને પચીસ રૂપિયા જોઈએ છે."

"શા માટે?"

"જરૂર છે."

હનીફાએ રૂપિયા માગ્યા. અબુએ પણ માગ્યા. આજે વળી છે શું? અબુને પૈસાની ખાસ એવી કોઈ જરૂર નથી. કારણ કે દસવીસ જોડી ખમીસ, લુંગી, ગંજી એની પેટીમાં છે. આ સિવાય એક પેટી ભરીને પગરખાં! એની સંખ્યા સાઠની હોવાનું મા કહે છે.

નાહવા ગયેલી સ્ત્રીઓ પાછી આવી ને તરત પુરુષો જમવા પણ આવી ગયા. આવતાંની સાથે જ અબ્દુલ ખાદરે માગણી કરી: "મોટાભાઈ! મારે એક પચાસ રૂપિયાની સખત જરૂર છે. એક ખાસ અગત્યનું કામ છે."

"જા, જા, તું તારા રસ્તે પડ."

હનીફાએ ફરી યાદ દેવડાવી: "મેં તો ફક્ત દસ રૂપિયા જ માગ્યા હતા."

હું કાંઈ બોલ્યો નહીં, પરંતુ એક કલાક પછી એનો ભેદ ખૂલી ગયો. ટપાલી કુટ્ટન પિળ્ળા ઝાંપો વટાવી અંદર આવીને કહેવા લાગ્યો:

"સાહેબ! આપનો એક મનીઑર્ડર છે — સો રૂપિયાનો."

કુટ્ટન પિળ્ળાના એક ગાલની અંદર જાણે એક કેરી છુપાવી હોય એમ એક મસો હતો. એ જોતાં જોતાં મેં સવાલ કર્યો: "મનીઑર્ડરની વાત કોઈને કરી હતી, કુટ્ટન પિળ્ળા?"

"સાહેબ! મારે તો આ ગામમાં જ જીવવાનું છે. અબ્દુલ ખાદર તથા હનીફાનું મારે વારંવાર કામ પડયા કરે છે. તેઓએ મને કહી રાખ્યું છે કે આપના નામે કોઈ મનીઑર્ડર આવે કે મારે તેઓને અગાઉથી જાણ કરી દેવી."

"તો મારે આ મનીઑર્ડર નહીં જોઈએ. કુટ્ટન પિળ્ળા લઈ લો."

"આ શું સાહેબ?"

"પચાસ, પચીસ, દસ અને ત્રણ પાંચનો સરવાળો કેટલો થાય?"

"સો."

"બસ ત્યારે એ જ એનો હિસાબ." મેં કુટ્ટન પિળ્ળાને ચોખ્ખી વાત કરી. એણે જવાબ દીધો :

"એ તો બધું એમ જ હોય છે, સાહેબ!"

હં, બધું એમ જ હોય છે. કેટલું ભયંકર ષડ્યંત્ર! કેવડી મોટી લૂંટ!

કુટ્ટન પિળ્ળા એની પુત્રી સરસ્વતીને કૉલેજમાં દાખલ કર્યાની વાત કરતો હતો એ દરમ્યાન મેં સહી કરી આપી. એણે નોટો ગણીને સો રૂપિયા મારા હાથમાં મૂક્યા. આ સમયે મા તથા આનુમ્મા અમસ્તી જ વરંડામાં આવીને બેસી ગઈ.

દસ રૂપિયાની એક નોટ લઈને પાત્તુમ્માની બકરી સામે લંબાવી. આ જોઈ કુટ્ટન પિળ્ળાએ પૂછ્યું : "આ શું સાહેબ?"

"એને પણ ખાવા દો. પાત્તુમ્માની બકરી છે. એકબે દિવસ પહેલાં જ વિયાણી છે." મેં કહ્યું.

કુટ્ટન પિળ્ળા હસતો હસતો ચાલ્યો ગયો. તરત જ માએ પૂછ્યું : "કેટલા છે, હેં એલા?"

"તું નથી જાણતી શું?"

શું કહું! એ જ દિવસે એ રૂપિયા સાફ થઈ ગયા.

## 5

એ દિવસે સાંજે હનીફા તરફથી મને ચા મળી! સાધારણ રીતે ચાના પૈસા અબ્દુલ ખાદર ચૂકવતો. હનીફાની દુકાને બેસીને જ ચા પીવાનો કાર્યક્રમ રહેતો. પરંતુ એ દિવસે ચાના પૈસા હનીફાએ ચૂકવ્યા.

હનીફા એક નંબરનો કંજૂસ છે. એની દુકાનમાં બત્તી સુધ્ધાં ન થતી. દુકાનની લગોલગ અબ્દુલ ખાદરની પતરાની દુકાન હતી. ત્યાં દસબાર પેટ્રોમેક્સ

રહેતી. એક ગ્રામોફોન છે. આમ તો એ ગ્રામોફોન મારું હતું, પરંતુ મા પાસે રડીકકળીને એણે દુકાનમાં લાવીને મૂકયું હતું. એ પેટ્રોમેકસ તથા ગ્રામોફોન ભાડે આપવા માટે હતાં. સાંજે પછી જો કામ હોય તો હનીફા અબુને બોલાવીને કહેતો: "પેલી બત્તી સહેજ આ તરફ ખસેડ તો."

આ રીતે મળના પ્રકાશથી એ એનું કામ કરતો.

હું એમ બેઠો બેઠો અબ્દુલ ખાદર વિશે વિચારવા લાગ્યો. એ હંમેશાં આગની બાજુમાં જ બેસતો. એની દુકાનમાં લુહારની ભઠ્ઠી છે. એ હંમેશાં ખૂબ મહેનત કરતો હોય છે. માથાના બધા વાળ સફેદ થઈ ગયા છે. એને જોઈને કેટલાક લોકો એને મારો મોટો ભાઈ માની લે છે!

એણે સહુથી વધારે હિંમતવાળું કામ કર્યું છે:

અમે બંને મલયાલમ ચાર ચોપડી સુધી સાથે જ ભણ્યા હતા. એ પછી હું અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયો. અબ્દુલ ખાદરે જ્યારે મલયાલમની સાતમી ચોપડી પાસ કરી ત્યારે હું કણ્ણૂર જેલમાં નવ મહિનાની સખત કેદની સજા ભોગવી રહ્યો હતો. આ પ્રસંગ મેં મારા 'ઓર્મકુરિપ્પ' (સ્મૃતિનોંધ) નામના પુસ્તકમાં ટાંકયો છે. સજા ભોગવીને હું ગામ પાછો ગયો ત્યારે મારા કુટુંબની તમામ સંપત્તિ કરજમાં ડૂબી ગઈ હતી. ઘરમાં ખાવાનાંય ફાંફાં હતાં. પુદુશ્શેરી નારાયણ પિળ્ળા સરે અમને જ્યાં 'અ, આ' લખતાં શીખવ્યું હતું એ નિશાળમાં અબ્દુલ ખાદર માસ્તર બની ગયો હતો.

હું એક છાપું શરૂ કરવાના ઉદ્દેશથી કોચીન ગયો. થોડા દિવસ પછી હું ગામ પાછો ફર્યો ત્યારે અબ્દુલ ખાદર શિક્ષકની નોકરી છોડીને બીડી વાળવા માંડયો હતો. એક ઝૂંપડામાં પાંદડાં, દોરો તથા કાતર લઈ બેસતો અને બીડીઓ વાળતો. બે હજાર બીડીઓ વાળી એ રોજનો એક-દોઢ રૂપિયો રળી લેતો.

એ પછી હું બહાર ચાલ્યો ગયો. આ વખતે પાછો આવ્યો ત્યારે એણે બીડીઓ વાળવાનું બંધ કર્યું હતું. બજારમાં એક નાની ઓરડી છે. એમાં એ ખૂબ જુસ્સાથી પતરાનું કામ કરે છે. પતરામાંથી એ અવનવી ચીજો બનાવે છે. આ કૌશલ એને કોઈએ શીખવ્યું ન હતું. પોતાની જ અક્કલ અને પોતાના જ પ્રયત્નો.

એ દિવસોમાં હું સાહિત્યકાર બની એરણાકુળમમાં રહેતો હતો. ૧૯૩૬–૩૭-ની સાલ. પુષ્કળ લખતો હતો, પરંતુ ખાવાનાં ફાંફાં હતાં. છતાં પણ લખવાનું ચાલુ જ રાખ્યું હતું. અખબારોમાં મારું લખાણ છપાતું હતું. એ લખાણ છાપાંઓમાંથી કાપી લઈ, વ્યવસ્થિત રીતે ગોઠવી, સંભાળીને રાખી મૂકતો. આમ

હું એક સાહિત્યકાર બની જીવતો હતો ત્યાં એક જાડી ઇન્ડિપેન લઈને લોઢાની લાકડી ઠોકતો ઠોકતો અબ્દુલ ખાદર મારી પાસે આવ્યો:

"મોટાભાઈ! તમે આ છાપાંઓમાં શું શું છપાવો છો? લાવો, હું પણ જરા વાંચીને જોઉં."

મેં મારી સાહિત્યસૃષ્ટિ કાઢી. ગર્વથી એને આપી. અને એની પાસેથી બે આના માગી લઈ ચા પીવા જતો રહ્યો. ચા પી લીધા પછી પણ હું કેટલીક વાર સુધી આંટા મારતો રહ્યો. ભલે એ રસપૂર્વક વાંચતો રહે. વાંચી લીધા પછી એની પાસેથી હજુ પણ ચાર આના ઉધાર માગી શકાશે. એ વિશ્વોત્તર સૃષ્ટિઓનો કર્તા, એનો મોટો ભાઈ પૈસા માગશે ત્યારે એ ના નહીં જ પાડી શકે. આમ વિચારતો વિચારતો હું મારી ઓરડીમાં પાછો ફર્યો. આ શું? અબ્દુલ ખાદરે વાંચેલ તમામ લખાણમાં પોતાની જાડી ઇન્ડિપેનથી લીટી દોરી રાખી હતી! આ લીટીઓ તે વળી શાની! એક બીડી સળગાવી, હું ખુરશીમાં બેઠો કે તરત જ એણે મને બોલાવ્યો:

"મોટાભાઈ! જરા અહીં આવો તો."

જરૂર, કોઈ ખાસ કામ હોવું જોઈએ. હું ઊભો થયો અને નીચે ચટાઈ પર બેસી ગયો. એણે અવજ્ઞાભરી નજરે મારી સામે જોયું. અને ત્યાર પછી મોટેથી એક વાકય વાંચી સંભળાવ્યું. બહુ જ સરસ વાકય હતું. પણ એણે સવાલ કર્યો:

"આમાં ક્રિયાપદ કયાં છે?"

હું કાંઈ સમજ્યો નહીં. ક્રિયાપદ તે વળી શું? ત્યાર પછી, એણે કોઈ નાના વિદ્યાર્થીઓને સમજાવતો હોય એમ એક ભાષણ કર્યું. એમાં કર્તા, ક્રિયાપદ, અન્વય, ફલાણું, ઢીંકણું — બધુંય વ્યાકરણ વિશે જ હતું! ફલાણું, ઢીંકણું એમ તો એણે ના કહ્યું. પરંતુ અર્ધા કલાક સુધી ભાષણ ઝીંકીને એણે મને અજ્ઞાની બનાવી મૂકયો! પછી થોડી શિખામણ આપી: "મોટાભાઈ! હવે થોડું વ્યાકરણ શીખી લો." આટલેથી એ પત્યું નહીં. વ્યાકરણને લગતાં કેટલાંક પુસ્તકોનાં નામો પણ એણે સૂચવ્યાં.

મને ગુસ્સો આવ્યો. મેં કહ્યું: "હવે હાલતો થા હાલતો. તું અને તારું ક્રિયાપદ! ઘીની ચોરી કરી, બીમાર હોવાનો ઢોંગ કરનાર તું જ કે બીજો કોઈ? ચોર! અલ્યા, આ તો આપણે વાતચીત કરતા હોઈએ એ રીતે જ લખ્યું છે. આમાં તારું સડેલું ક્રિયાપદ ન હોય તો શું થયું? ચાલ, હઠ, લંગડા!"

એના જવાબમાં પણ શિખામણ જ હતી: "મોટાભાઈ! તમારે જેટલી ગાળો દેવી હોય એટલી દો. મને કોઈ જાતનો વાંધો નથી. મારી એક વાત ફક્ત સાંભળી લો — મેં સૂચવેલ ચોપડીઓનો એક વર્ષ સુધી અભ્યાસ કરીને પછી તમે લખવાનું શરૂ કરો."

"તું તારે રસ્તે પડ." મેં કહ્યું: "ઘેર સહુને યાદ કર્યાનું કહેજે — ખાસ કરીને બાપા તથા માને. મને હજુ પણ પૈસા મળવાનું શરૂ થયું નથી. એટલે હું તેઓને કાંઈ મોકલી શકતો નથી."

મેં એની પાસે એક પૈસો પણ ઉધાર માગ્યો નહીં. માગવાની હિંમત જ રહી નહોતી. એનું સડેલું વ્યાકરણ!

એ સમય પણ વીતી ગયો. હવે તો એ મેં લખેલી ચોપડીઓ રસપૂર્વક વાંચે છે. એટલું જ નહીં પરંતુ અમારાં સગાંઓ વિશે વાર્તાઓ લખવાનું સૂચન પણ એ કરતો રહે છે: "મોટાભાઈ! તમે લખી આપો એટલું ઘણું. એ છપાવવાની તથા વેચવાની જવાબદારી મારી."

એટલે એ વેચીને પૈસા એ લઈ લે. ચોર! ચોરોનો સરદાર!

બીજા દિવસે મારા જાંબુડાને જોઈ, છોકરીઓનાં મોંમાં પાણી આવી ગયું. જાંબુ તરફ લાલચુ નજરે જોતી જોતી એ ટોળકી પસાર થતી હતી ત્યારે પાત્તુમ્મા એની બકરી તથા બચ્ચાને લઈને પોતાને ઘરે ગઈ.

"અહીં કોઈ એની સંભાળ નહીં રાખે, મોટાભાઈ! અબુ આને ભગાડી મૂકશે. આવતી કાલથી આને દોહીશ અને દૂધ વેચીશ. ચાની એક હોટેલમાં દૂધ આપવાનું નક્કી કર્યું છે."

તો આ હતું ખરું કારણ! બકરી તથા બચ્ચાને લઈને પાત્તુમ્મા જતી રહી.

ત્યાર પછી બકરી તથા એનું બચ્ચું દસ વાગ્યે આવી પહોંચતાં. બચ્ચું સ્ફૂર્તિથી ઉછાળા મારી દોડાદોડ કરી મૂકતું; મારી પથારી ખૂંદતું; છોકરાંઓની સાથે ખાવા મંડી પડતું. બકરી બહુ જ લાલચુ બની ગઈ હતી. એ પણ છોકરાંઓ-ની સાથે જે કાંઈ ખાવા મળતું એ ખાઈ લેતી. પછી દોડાદોડ અને ધમાલ.

આ રીતે કેટલાક દિવસો વીતી ગયા. ઘરમાં હસાહસ તથા શોરબકોર સિવાય બીજું કાંઈ દેખાતું જ નહીં. અબી, પાત્તુકુટ્ટી, સૈયદ મહમ્મદ, લયલા, આરીફા વગેરે હવે દૂધવાળી ચા પીવા લાગ્યાં હતાં! પણ એમાં આટલું બધું હસવાનું વળી શું હતું? આટલો બધો અવાજ શાનો? હું ત્યાંથી બીજી તરફ ગયો. બે આનુમ્મા, મા, ઐશોમ્મા — બધાંય કપ્પાકંદના બનાવેલા પુટ્ટની સાથે દૂધની ચા પીતાં હતાં! બધાંય ખિલખિલાટ હસતાં હતાં!

"કેમ મા! આ હસવું વળી શાનું છે?"

"કાંઈ જ નથી, એલા!" માએ હસતાં હસતાં કહ્યું.

"મોટાભાઈ, કોઈને કહેશો નહીં. અમે બચ્ચાને બાંધી દીધું છે."

"પછી?"

"કોઈને કહેશો કે?"

"પણ વાત શી છે એ કહીશ કે?"

અબ્દુલ ખાદરની પત્ની વચ્ચે જ બોલી ઊઠી :

"અમે પાત્તુમ્માની બકરીને દોહી. પા શેર જેટલું દૂધ મળ્યું."

"મા, હું આ બધું શું સાંભળી રહ્યો છું! તમે બધાંએ સાથે મળીને ચોરી-છૂપીથી બકરીને કેમ દોહી?"

"ના દોહીએ તો શું કરીએ? એણે થોડોઘણો ખ્યાલ તો રાખવો જોઈએ?" માએ કહ્યું.

આનુમ્માએ વિનંતી કરી : "મોટાભાઈ! કોઈને કહેશો મા. નહીંતર અમારા માટે નીચાજોણું થશે."

ભલે નીચાજોણું થાય. મારી નજર સામે આમ ચોરી થતી હોય એ હું શી રીતે ચલાવી લઉં?

પાત્તુમ્મા આવી ત્યારે મેં એને કહી દીધું : "પાત્તુમ્મા! સંભાળજે. આ બધાંએ મળીને તારી બકરીને દોહી, દૂધની ચા બનાવી પીધી છે. બચ્ચાને તો અગાઉથી જ બાંધી મૂકયું છે."

પાત્તુમ્મા ગુસ્સાથી પ્રજ્વળી ઊઠી :

"એ લોકોની આંખોમાં શરમ કે દયા જેવું કાંઈ છે કે? એ લોકો પોતાનાં છોકરાંઓને બાંધશે ખરા? જઈને પૂછું તો ખરી."

એ પેલી બાજુ દોડી ગઈ. ત્યાં મા, બે આનુમ્મા, ઐશોમ્મા, પાત્તુકુટ્ટી, અબી, લયલા, આરીફા વગેરે પૂર્વતૈયારી કરીને જ ઊભાં હતાં. બધાંય સાથે મળીને બોલી ઊઠયાં :

"સારું થયું અમે એને દોહી. હજુ પણ એમ કરશું. બકરી તથા બચ્ચું અહીં જ ઊછરે છે. અમારા પૂટ, ફણસનાં પાન, ભાતનું ઓસામણ અને અમારાં છોકરાંઓનો ભાત ખાઈ ખાઈને એ તગડી થઈ છે."

પાત્તુમ્માએ એ લોકોની વચ્ચે અંટસ પાડવાની કોશિશ કરી : "અલી આનુમ્મા! તું તો મારી નાની બહેન છે ને? શું તને મેં એક બકરી નહોતી

આપી? મા, મા. તું મારી મા નથી કે શું? આ નિર્દય ભાભીઓ પાસે તેં આ શું કરાવ્યું?"

"હવે બસ, તારી ભાભીઓ, તારી મા, તારી નાની બહેન બધાંયે મળીને બકરીને દોહી. પછી અમે સહુએ ચા બનાવીને પીધી. વાહ શું સ્વાદ હતો!" માએ કહ્યું.

પાત્તુમ્માએ જાહેર કર્યું: "હવેથી આ ઘરમાં હું પગ નહીં મૂકું." એણે બકરીના બચ્ચાને તેડી લઈ ચૂમી લીધું: "મારા વહાલા બચ્ચા! તારા ભાગનું દૂધ તો આ લોકો ચોરીને પી ગયા. ચાલ, તને ઠંડું પાણી પિવડાવું." બચ્ચાને લઈને પાત્તુમ્મા મારી પાસે આવી: "મોટાભાઈ! હું જાઉં છું. હું પણ જોઉં છું કે હવે આ લોકો મારી બકરીને શી રીતે દોહશે."

બચ્ચાને લઈને એ ચાલી ગઈ. મને આનંદ થયો. બચ્ચા વિના આ લોકો બકરીને શી રીતે દોહશે એ જોવા મળશે ને! વાહ!

## 6

બરાબર દસ વાગ્યે પાત્તુમ્માની બકરી આવતી. થોડી વાર પછી પાત્તુમ્મા તથા ખદીજા પણ હાજર થઈ જતાં. પાત્તુમ્મા નારાજ છે કે નહીં, ખબર નથી પડતી. એ ભાભીઓ, બહેન, મા સૌની સાથે વાતો કરે છે. ઘરનું કામ કરે છે. નાસ્તો કરે છે. દૂધ વિનાની ચા પીએ છે. બકરીને પહેલાંની જેમ ભાતનું ઓસામણ પિવડાવે છે.

કોચ્ચુણ્ણી આવ્યો ત્યારે મેં એને દૂધની ચોરી વિશે વાત કરી. એણે કહ્યું: "મેં તો પહેલેથી જ એને કહ્યું હતું કે થોડું દૂધ આપતી જા. પરંતુ પાત્તુમ્માએ શું કર્યું ખબર છે? ચાર ઘેર દૂધ આપવાનું કબૂલ્યું છે. ઉપરાંત એક ચાની દુકાનમાં દૂધ આપવાનું મેં પણ નક્કી કર્યું છે. મને તથા ખદીજાને ચામાં નાખવા માટે થોડું દૂધ પણ આપતી નથી."

ત્યારે મામલો આમ છે! તો પછી કોચ્ચુણ્ણી તથા ખદીજા પણ જરૂર પડયે થોડું દૂધ ચોરતાં અચકાશે નહીં.

મેં પાત્તુમ્માને પૂછયું: "તું કેમ કોચ્ચુણ્ણીને થોડું દૂધ નથી આપતી?"

પાત્તુમ્માએ જવાબ આપ્યો: "દૂધના પૈસા તો ખદીજાના બાપા જ ઉઘરાવે છે. વળી અત્યાર સુધી તો બધાંય દૂધ વિનાની ચા પીતાં હતાં, અને હવે શેની લાલચ થાય છે! હું પીઉં છું કે?"

"તું તો ભારે કંજૂસ બની ગઈને?"

"ખદીજાના બાપા ચિટફંડમાં જોડાયા છે. એમાં જોડાવા માટે પૈસા તો જોઈએ ને?"

એની વાત પણ બરાબર હતી. આમ વિચારતો બેઠો હતો ત્યાં સુલેમાને મને ત્રણ અનનાસ આપ્યાં અને કહ્યું: "આ વિલાયતી અનનાસ છે, મોટાભાઈ! બહુ જ મીઠાં હશે."

એમાંનું એક છોલી, અક્કેક ટુકડો છોકરાંઓને આપી, હું ખાતો હતો ત્યાં તો અબુ પોતાના પૂરા દમામથી ચડી આવ્યો:

"હં...! પૈસાવાળા હોય તો આવું બધું ખાય." એ બોલવા લાગ્યો: "મને તો અનનાસ દેનાર કોઈ નથી. આજે તો મોટાભાઈને મિજબાની આપવાની તડામાર તૈયારી ચાલી રહી છે!"

"શાની મિજબાની?"

"પરોઠાં, કલેજું, ચા...!"

"તું પણ ચાલ મારી સાથે."

"મને તો કોઈએ નોતરું દીધું નથી, મોટાભાઈ! એક નવી વાત સાંભળી કે? પેલી કંજૂસ મોટીબહેને અબ્દુલ ખાદરભાઈ તથા હનીફા માટે દૂધવાળી ચા મોકલી હતી."

"દૂધવાળી ચા?"

"હા."

"તને ના આપી?"

"હું તો પાસે જ બેઠો હતો. એટલે એક સિંગલ ચા મને પણ મળી."

અદ્ભુત, ખરેખર અદ્ભુત! પાત્તુમ્માએ અબ્દુલ ખાદર તથા હનીફાની સાથે અબુનેય દૂધવાળી ચા મોકલી! એમાં જરૂર કાંઈ ભેદ હોવો જોઈએ.

"પાત્તુમ્માએ આ દૂધવાળી ચા મોકલી એનું કારણ શું?"

"હનીફાભાઈએ સ્ટ્રાઈક — હડતાળ — પાડી."

"કેવી સ્ટ્રાઈક?"

"મોટીબહેનનું કુરતું તથા ખદીજાનું બ્લાઉઝ ઉપરાંત બીજાં ફાટેલાં કપડાં સીવવાનું કામ હનીફાભાઈ કરતા આવ્યા છે. પરમ દિવસે ખદીજા કાંઈક સિવડાવવા ગઈ ત્યારે એણે ચોખ્ખેચોખ્ખું સંભળાવ્યું કે સીવવાની મરજી નથી. ભવિષ્યમાં ફરી આવું કાંઈ ન કહે એટલા માટે એક સિંગલ ચાની લાંચ આપી."

"અબ્દુલ ખાદરને આપી એનું શું?"

"મોટા બનેવીએ એમની પાસેથી થોડા રૂપિયા ઉછીના લીધા છે. અબ્દુલ ખાદરભાઈએ નાનીબહેનને કહ્યું કે રૂપિયા તરત જ પાછા નહીં મળે તો કેસ માંડશે. પહેલા પ્રતિવાદી મોટા બનેવી, બીજી પ્રતિવાદી મોટીબહેન અને ત્રીજી પ્રતિવાદી ખદીજા. એટલું જ નહીં, પરંતુ પેલી બકરી જપ્ત કરાવી લેશે એમ પણ કહ્યું હતું. આવું કાંઈ એ ના કરે એટલા માટે હતી પેલી સિંગલ ચા!"

આ રીતે લાંચ આપવાના કામમાં બકરીનું દૂધ ઉપયોગમાં લેવાય છે!

અબુએ જાહેર કર્યું: "કુટ્ટન પિળ્ળા આવે છે!"

ખરેખર ટપાલી કુટ્ટન પિળ્ળા દરવાજો ઉઘાડી અંદર આવ્યો અને મારા હાથમાં એક પાર્સલ મૂક્યું. મેં સહી કરી આપી એટલે કુટ્ટન પિળ્ળા ચાલ્યો ગયો. તોપણ મેં એ પાર્સલ ઉઘાડ્યું નહીં એટલે માએ પૂછ્યું:

"અલ્યા, એ બંડલમાં શું છે?"

"મારી નવી ચોપડીની દસ નકલો છે. પ્રકાશકે મને ભેટ મોકલી છે, બસ?"

"વેચવાથી પૈસા મળે કે?"

"તું તારું કામ કર. જ્યારે જુઓ ત્યારે પૈસા, પૈસા, પૈસા!"

મારી પાસે એ વખતે એક પૈસો પણ નહોતો. મારા મગજમાં એક નવો વિચાર ઝબકી ગયો. મા અંદર ગઈ કે મેં અબુને બોલાવીને ખાનગીમાં પૂછ્યું:

"તું આ ચોપડીઓ બજારમાં ક્યાંક વેચી આવીશ કે?"

ફટ દઈને એણે સામો સવાલ કર્યો:

"મને શું કમિશન આપશો?"

"કમિશન આપીશ, જા." એટલું કહી મેં પાર્સલ ખોલી એમાંથી નવ ચોપડીઓ એક કાગળમાં વીંટાળી અબુને આપી. પછી હું એની રાહ જોવા લાગ્યો....

મારું પોતાનું જ ગામ. મારી લખેલી ચોપડી કોઈ પૈસા ખરચીને ખરીદશે કે!

બે કલાક વીત્યા કે અબુ મારી પાસે આવ્યો. નસીબની બલિહારી — બધી ચોપડીઓ વેચાઈ ગઈ હતી. એક ચોપડીની કિંમત મેં અબુને આપી દીધી.

બાકીના પૈસા ગણતો હતો ત્યાં "કેટલા મળ્યા, એલા?" એમ પૂછતી મા આવી પહોંચી. મને સખત ગુસ્સો આવ્યો. બાજુમાં જ પડેલા ગ્લાસને ઊંચકીને, મારી તમામ તાકાતનો ઉપયોગ કરી, સામેની દીવાલ પર છુટ્ટો ઘા કર્યો. દસ હજાર ટુકડા થઈ એ વેરાઈ ગયા. ઘર શાંત બની ગયું. મને ટાઢક વળી. માએ ચુપ-ચાપ એ ટુકડાઓ ઝાડુથી વાળી, એકઠા કરી એક કાગળમાં લઈ ફેંકી દીધા. પછી કાંઈ પણ બોલ્યા વિના, પશ્ચિમ તરફ જોતી, મારી સામે બેસી ગઈ.

મેં બાકી રહેલ 'વિશ્વવિખ્યાતમાય મુક્ક'(જગપ્રસિદ્ધ બનેલું નાક)ની નકલ ઉઠાવી. પાત્તુમ્માની બકરી સામે ધરી. એ આશા સાથે આગળ આવી.

"આ શું, મોટાભાઈ?" અબુએ સવાલ કર્યો.

મેં ખુલાસો કર્યો: "આ પહેલાં પાત્તુમ્માની બકરીએ 'બાલ્યકાળ સખી' તથા 'શબ્દંગળ્' નામની મારી બે ચોપડીઓ ટેસથી ખાધી હતી. ત્યારે મેં એને કહ્યું હતું કે મારાં બીજાં પુસ્તકો પણ છે એ હું આપીશ. તો હવે 'વિશ્વવિખ્યાતમાય મુક્ક' ખાઈ જુએ.

"એ એને ખવડાવશો નહીં." અબુએ કહ્યું અને મેં એ ચોપડીને, અંદર લઈ જઈ પેટીમાં મૂકી દીધી. અબુ ચાલ્યો ગયો. મળેલ પૈસામાંથી મેં અર્ધા માના ખોળામાં મૂકી દીધા.

"એલા! એક ચોપડીની શી કિંમત છે?" માને હવે એ જાણવું હતું.

મેં ખરી કિંમત જણાવી. થોડી વાર પછી અબ્દુલ ખાદર જમવા આવ્યો ત્યારે મારી પાસેથી એણે બચેલી એક નકલ લઈ લીધી અને પૂછ્યું: "બંડલ તો ખાસ્સું મોટું હતું?"

"દસ નકલો હતી. એમાંથી નવ અબુ પાસે વેચાવી."

"પૈસા ક્યાં?"

"એકના પૈસા અબુને આપ્યા. બાકી રકમમાંથી અર્ધી માને આપી."

"તો મને કાંઈ જ નહીં?"

"તું આ ચોપડી વેચીને એના પૈસા રાખી લેજે."

"મા" બોલતો એ અંદર ચાલ્યો ગયો. અંદર કાંઈ ગરબડ ચાલતી હોવાનો અવાજ સંભળાવા લાગ્યો.

"ઘરનો તમામ ખર્ચ હું આપું છું; તમે નહીં." એ અબ્દુલ ખાદરનો અવાજ હતો. થોડી વાર પછી એ ખુશ થતો થતો બહાર ચાલ્યો ગયો. માના મોઢા પરના ભાવ જોતાં જ લાગ્યું કે એની પાસે રહેલું પરચૂરણ એ લઈ ગયો હતો.

ચાર વાગ્યે કોચ્ચુણ્ણી તથા ખદીજા મને બોલાવવા આવ્યાં. અબુને સાથે લઈને હું ગયો.

કોચ્ચુણ્ણીના ઘરમાં એનાં બાપા, મા તથા બહેન હતાં. પાત્તુમ્મા, કોચ્ચુણ્ણી, ખદીજા, બકરી, બચ્ચું તથા મરઘીઓને આરામથી રહેવા માટે ભાંગ્યુંતૂટ્યું એક ઝૂંપડું હોવાનું અબુએ મને કહ્યું : "આની તમને જાણ ના થાય એવું પાત્તુમ્માએ કહ્યું છે, પરંતુ આ બધુંય તમારે જાતે જ જોઈ લેવું જોઈએ." અબુએ અત્યંત ખાનગી રીતે મને જણાવ્યું.

અમે પેટ ભરીને પરોઠાં તથા કલેજું ખાધાં. ઉપરથી દૂધવાળી ચા પણ પીધી. પાત્તુમ્માનું ઘર પણ અમે જોઈ લીધું.

પાત્તુમ્માએ દુ:ખી સ્વરે કહ્યું : "મોટાભાઈ ! તમે અહીં કેમ આવ્યા ?" પાત્તુમ્માનું ઘર દયાને પાત્ર હતું. ગારાની દીવાલો પર તાડપત્રો છાવરેલ એક નાનો શો ઓરડો. એનાં બારણાં તો કોઈ જૂના-પુરાણા ઘરમાંથી કાઢેલાં હતાં. એ પણ દોરીથી બાંધ્યાં હતાં! તાળાચાવી જેવું કાંઈ હતું જ નહીં.

"મારા માટે આ નીચાજોણું છે." પાત્તુમ્માએ કહ્યું : "હવે જીવીનેય શો ફાયદો !"

"તું ચુપચાપ બેસી રહેજે. આ બારણાં સમાં કરાવવા પૈસા હું આપીશ."

"ના મોટાભાઈ ! એ તો હું જ આ બકરીનું દૂધ વેચીને સમાં કરાવી લઈશ."

"એની કોઈ જરૂર નહીં રહે. પૈસા હું આપીશ."

એ રાતે વાળુ કર્યા બાદ, હું મારા ઘરમાં પશ્ચિમ તરફ મોં રાખી, ખુરશીમાં બેઠો હતો. કોચ્ચુણ્ણી, સુલેમાન, પાત્તુમ્મા — બધાંય હાજર હતાં.

અબ્દુલ ખાદરે હનીફાને કહ્યું :

"એલા, આપણે મળસકે જ નીકળી જઈશું. કચેરી ઊઘડતાં જ આપણો કેસ ફાઈલ કરાવી તરત જ પાછા વળીશું."

"કયો કેસ ?" મેં સવાલ કર્યો.

"એક સિવિલ કેસ છે. તરત જ જપ્તી પણ છે. આ કેસ હું કેટલાયે દિવસ થયા પાછો ઠેલ્યા કરતો હતો. પરંતુ બનાવ કાંઈક એવા બની ગયા કે હવે આમાં ઢીલ કરી શકાય તેમ નથી."

"કેવા બનાવ ?"

"ગરમાગરમ પરોઠાં નાળિયેરના દૂધમાં ઝબોળીને રકાબીમાં મૂકી આવ્યાં ત્યારે અમને યાદ ન કર્યા. કલેજું રાંધીને કટોરામાં ભરી ભરીને પીરસ્યું ત્યારે

પણ અમે યાદ ના આવ્યા. અમને ફક્ત એક સિંગલ ચા અને બીજાઓને પરોઠાં તથા કલેજું!"

"હું, મા તથા ભાભીઓ થૂંક ઉતારતાં ઘેર જ બેસી રહ્યાં અને અમને પણ યાદ ન કર્યાં." આનુમ્માએ ફરિયાદ કરી.

"અને હું?" સુલેમાને પૂછ્યું.

"સુલેમાન! તું તો મારો પહેલો સાક્ષી છે." અબ્દુલ ખાદરે કહ્યું.

પાત્તુમ્મા બોલી ઊઠી:

"મારે કોના કોનાથી ડરવાનું? માથી ડરવાનું, ભાભીઓ તથા નાની બહેનથી ડરવાનું; હનીફાથી ડરવાનું; અબુથી ડરવાનું; મારા વરથી પણ ડરવાનું અને હવે સુલેમાનથીય ડરવાનું."

"મારાથી કોઈએ ડરવાની જરૂર નથી." અબુએ એનું મોં ખોલ્યું.

"હવે બસ કર." મેં એને કહ્યું.

પાત્તુમ્મા બોલવા લાગી: "અબ્દુલ ખાદરભાઈ! હું બધાંયને પરોઠાં, કલેજું તથા ચા આપીશ, ચોક્કસ. પણ થોડા દિવસ સુધી સહુએ ધીરજ ધરવી પડશે."

"કેટલા દિવસ સુધી?" એણે પૂછ્યું.

"એ હું પછી કહીશ, ભાઈ! એલા હનીફા! તેં આવું કર્યું કે? ખદીજાનાં કપડાં સીવ્યા વિના જ મોકલી આપ્યાં?"

"શું મારે આમ મફતમાં સીવ્યા જ કરવાનું? અબુને દરરોજ ખમીસ સિવડાવવું છે. આ ઘરવાળા તમામને સિવડાવવું છે, પણ મજૂરી કોઈને ચૂકવવી નથી." હનીફાએ હૈયાવરાળ કાઢી.

આનો જવાબ અબ્દુલ ખાદરે આપ્યો:

"તારી બૈરીનાં પોલકાં સીવવાના પૈસા મારે આપવાના કે? લયલાનાં ચણિયા-ચોળી સીવવાના પૈસા પણ મારે જ ચૂકવવાના. અબીનાં કોટપાટલૂન સીવ્યાં એની મજૂરી પણ મારે જ આપવાની. વાહ ભાઈ વાહ!"

હનીફા નારાજ થયો: "મને કોઈ કશુંય આપશો નહીં. હું લશ્કરમાં જતો રહીશ. આજે રાતે જ ઊપડી જઈશ."

એવામાં મને એક પ્રસંગ સાંભરી આવ્યો:

"એલા! અર્ધા કલાક પછી તું તારે લશ્કરમાં જતો રહેજે. લશ્કરમાંથી રજા પર આવ્યા પછી, પાછા જતી વખતે, એરણાકુળમમાં તું મારી પાસે આવતો નહોતો? ત્યારે તેં મારી પાસેથી પાંચ-દસ કરી રૂપિયા ઉછીના નથી લીધા શું? જે કાંઈ હતું એ મા લઈ ગઈ; અબ્દુલ ખાદરે લઈ લીધું. આવી તો કેટકેટલી

બનાવટો તેં કરી છે! એમાંથી એક પૈસો પણ તેં આજ સુધી મને પાછો નથી આપ્યો. હવે અત્યારે એ આપી દે."

હનીફાએ તરત જ ઐશોમ્માને બોલાવી:

"ચાલ, છોકરાઓને સાથે લઈ લે. આપણે હવે આ ઘરમાં ઝાઝું નથી રહેવું. નહીંતર લોકો આપણા માથા પર ચડવા માંડશે. આપણે ક્યાંક નાળિયેરીનાં પાંદડાં આમતેમ મૂકીને રહીશું. ચાલ, ઊભો થા, અબી!"

મેં એને સવાલ કર્યો:

"એલા! તું મને રૂપિયા આપવાનો છે કે નહીં?"

"એ તો એ દિવસોમાં આપવાના હતા ને, મોટાભાઈ! આજે એ બધુંય કોને યાદ છે?" આ એનો જવાબ હતો.

"ચાલ, એટલું તો પુરવાર થયું કે તું મને રૂપિયા આપવાનો હતો. એટલું ઘણું કહેવાય. મને ખરેખર આનંદ થયો."

હું ત્યાંથી ચાલીને મારી ઓરડીમાં જઈ સૂઈ ગયો. સવારના ચાર વાગ્યે પાત્તુમ્મા, કોચ્ચુણ્ણી તથા ખદીજાના જવાનો અવાજ સાંભળી હું જાગી ગયો. હું સૂતો જ રહ્યો. માએ પૂછ્યું:

"તું ઊઠી ગયો છે કે?"

"જાગું છું. શી વાત છે?" મેં પૂછ્યું.

"તારી પાસે પૈસા હોય તો એકાદ રૂપિયો મને આપ. જોજે હોં, કોઈને ખબર ના પડે."—માની ચાલુ માગણી!

"હજુ ગઈ કાલે તો આપ્યા હતા. એનું શું?"

"એ તો અબ્દુલ ખાદર લઈ ગયો. અંતે આ ઘર તો એ જ ચલાવે છે ને? એ કોને કોને ખરચો આપે છે? રોજ કેટલા રૂપિયાની જરૂર પડે છે એનો તું જરા વિચાર તો કરી જો."

"તું તારે રસ્તે પડ. હવે કાંઈ પણ બોલીશ તો હું હમણાં જ અહીંથી જતો રહીશ."

મા કાંઈ બોલી નહીં. હું સૂતો જ રહ્યો. કેટલાક દિવસ પહેલાંની એક ઘટના યાદ આવી ગઈ:

એ વખતે હું મારા નાના ઘરમાં રહેતો હતો. હું એક ટૅક્સીમાં આવ્યો. ટૅક્સી ઘરની આગળ આવીને ઊભી રહી કે કેટલાક માણસો એકઠા થઈ ગયા. હું ટૅક્સી ડ્રાઇવરને નોટો ગણીને આપતો હતો એ ત્યાં એકઠા થયેલા લોકોએ જોયું.

એ રાતે વાળુ કર્યા પછી હું સૂવાની તૈયારી કરતો હતો ત્યાં અબ્દુલ ખાદર, મા તથા હનીફા આવી પહોંચ્યાં. આવતાંની સાથે જ અબ્દુલ ખાદરે કહ્યું :

"મોટાભાઈ! પાસે રૂપિયા હોય તો મને આપી દો. કોઈ ચોર આવશે તો મારી નાખશે."

માના દેખતાં જ મેં ગણીને પાંચસો રૂપિયા એના હાથમાં મૂકી દીધા. હવે ભલે ચોર આવીને મને મારી નાખે. પરંતુ રૂપિયા તો નહીં જાય ને? બધાંય તૃપ્તચિત્તે પાછાં ફર્યાં. મેં ઠંડા કલેજે આડા પડી એક બીડી સળગાવી. ત્યાં તો ઘરમાં કોઈ બેઠું હોય એવો ભાસ થયો. સહેજ ગભરાઈને મેં પૂછ્યું :

"કોણ છે?"

"એલા, એ તો હું છું." માએ ધીમા અવાજે કહ્યું : "કોઈને ખબર ના પડે એ રીતે આવી છું."

"કેમ ખાસ કાંઈ?"

"જો અલ્યા! કાનોકાન કોઈ ના જાણે." માએ આગળ ચલાવ્યું : "મને એક પચીસ રૂપિયા આપ. જોજે કોઈને ખબર ના પડે, હોં!"

ગમે તેમ તોય મા હતી ને. મેં તરત જ પચીસ રૂપિયા આપ્યા, અને શાંતિથી સૂઈ ગયો. બીજા દિવસથી પૈસા ઉછીના માગવાવાળાઓની કતાર લાગવા માંડી. મોટા ભાગે સ્ત્રીઓ જ હતી. બધી કાંઈ મુસલમાન ન હતી. પરંતુ એ બધીયને હું ધાવ્યો હતો : "બેટા! તું એ ભૂલી ગયો કે? લાવ, બે રૂપિયા મને આપ."

બે, ચાર, પાંચ એમ હું આપતો જ ગયો. પરંતુ આંકડો જ્યારે સોની નજીક પહોંચવા આવ્યો ત્યારે "ના, હું કોઈનેય ધાવ્યો નથી." એવા જાહેરનામા સાથે હું અડિંગો જમાવીને બેસી ગયો. આ દરમ્યાન ત્યાં બીજો એક રસપ્રદ બનાવ બની રહ્યો હતો. મા અબી તથા પાત્તુકુટ્ટીને લઈને આવીને કહેવા લાગી :

"આ છોકરાઓને પણ કાંઈક આપ. તાંબાનું કાંઈ ના આપતો."

આટલેથીયે અટક્યું નહીં. એની વાણી સતત ચાલુ જ રહેતી : "તું હવે અહીં રહેવા આવ્યો છે એટલે તારા મિત્રો તને મળવા નહીં આવે શું? આપણે એ લોકોને ખાવા શેમાં આપશું?"

"કેમ વળી, કેળનાં પાનમાંસ્તો."

"હાય, હાય, એ તો આપણે માટે શરમજનક કહેવાય. આપણે કાચની રકાબી, ઈનેમલના કટોરા, થાળી, કાચના ગ્લાસ વગેરે રાખવું જોઈએ."

"મારી પાસે પૈસા નથી."

"તો હું પેલા આનાપરંબિલવાળાની દુકાને જઈ, તેં કહ્યું છે એમ કહીને એ બધુંય લઈ આવું છું."

માજી એમ કરી પણ નાખે. આનાપરંબિલવાળા વર્કી કુન્યુ સ્ટેશનરીની એક મોટી દુકાન ચલાવે છે. એ મારો ખાસ મિત્ર છે. માને ત્યાં મોકલું તો આખી દુકાન ખરીદી લાવવામાં પાછી પાની ના કરે. એટલા માટે મેં એને કહ્યું : "મા ! તું ધક્કો ખાઈશ નહીં. હું જાતે જઈને ખરીદી લાવીશ."

એક મજૂર પાસે ખૂબ વાસણો ઊંચકાવીને હું ઘેર ગયો. વાસણો અપાવ્યા બાદ હું શાંતિથી રહેતો હતો. ત્યાં માએ એક નવી માગણી રજૂ કરી :

"એલા ! હવે તો તું અહીં રહેવા માટે આવી ગયો છે. એટલે તારા મિત્રો અવારનવાર આવવા લાગશે. પણ એ લોકો સૂશે ક્યાં ? તું એક કામ કર. થોડી સારી ચટાઈ તથા ઓશીકાં પણ લઈ આવ."

"મા ! તુ અહીંથી ચાલી જા."

આમ કહ્યું તો ખરું. પણ મુસીબત ટાળવા માટે મેં એ પણ ખરીદી આપ્યાં. તો માને તાંબાની એક હાંડીની જરૂર પડી. એ હોય તો ક્યારેક ડાંગર મળી જતાં એ બાફવા માટે કામ લાગે ને ? વળી નાહવા માટે એમાં પાણી પણ ભરી શકાય.

મેં વિચાર કર્યો : તાંબાની હાંડી પછી બેલગાડીની જરૂર પડશે. અને પછી એક મોટર ! હું !

પેટી તથા બિસ્તરો લઈ હું ચાલી નીકળ્યો. વર્કલા વટાવી, મદ્રાસ ફરી આવ્યો. ફરી એક વાર ગયો અને પાછો આવ્યો. આવી રીતે હમણાં આવ્યો હતો. હનીફા લશ્કરમાં જવાની વાત કરતો હતો ને, એવી રીતે હું વાત નથી કરતો. જવાનું કહું તો જાઉં જ. અને એ જ કારણથી મા હાલ્યાચાલ્યા વિના ગુપચુપ પડી રહી હતી. મેં ઊભા થઈ, પેટી ઉઘાડીને એમાં બાકી રહેલા તમામ પૈસા કાઢીને માને આપી દીધા અને કહ્યું :

"હવે ગભરાઈશ નહીં. જવાનું કહીશ તોયે જઈ શકીશ નહીં. ગાડીભાડાના પૈસા પણ મારી પાસે રાખ્યા નથી. હવે મારું પાલનપોષણ તું કરજે."

દિવસો આમ વીતતા ચાલ્યા.

એવામાં એક અદ્‌ભુત બનાવ બન્યો. પાત્તુમ્માની બકરીને બે આનુમ્મા તથા ઐશોમ્માએ મળીને ફરી એક વાર દોહી, દૂધની ચા બનાવીને પીધી. બચ્યું હતું જ નહીં, એક વાર નહીં પણ રોજ રોજ દૂધની ચોરી. બચ્ચા વિના

બકરીને ધાવણ નહીં જ ચડે એવી દૃઢ માન્યતા સાથે પાત્તુમ્મા શાંતિથી જીવન ગુજારી રહી હતી.

અબી તથા પાત્તુકુટ્ટીને બકરીનાં બચ્ચાં બનાવવાની તેઓએ કોશિશ કરી જોઈ, પણ ફાવ્યા નહીં. છેવટે ઝુબૈદા તથા રશીદ બકરીનાં બચ્ચાં બન્યાં! આ અદ્ભુત બનાવ અંગે સાંભળતાં જ પાત્તુમ્મા છાતી કૂટતી કૂટતી રડવા લાગી :

"તમે લોકો માણસ છો કે? આવું કરાતું હશે? એ રહેવા દો. હું તમને દૂધ આપીશ."

બીજા દિવસથી પાત્તુમ્મા તરફથી અર્ધી બાટલી જેટલું દૂધ ઘેર આવવા માંડયું. રશીદ, ઝુબૈદા, અબી, આરીફા, લયલા, પાત્તુકુટ્ટી બધાંયને આનંદ થયો. બે આનુમ્મા, મા અને ઐશોમ્મા હવે દૂધની ચા પીવા લાગ્યાં. હવે તો બકરી-ની સાથે બચ્ચું પણ આવવા માંડયું છે. સાથે અર્ધી બાટલી દૂધ લઈને ખદીજા પણ આવતી હોય છે!

આમ બે જાતનાં દૂધ ઘરમાં હવે મળે છે. એક ચોરીનું અને બીજું પાત્તુમ્માએ મોકલાવેલું. બિચારી પાત્તુમ્મા!

એક ભેદ હજુ પણ અણઉકલ્યો જ રહ્યો છે: સ્ત્રીઓમાં સૌથી પહેલાં આ બુદ્ધિ કોને સૂઝી?

# 1

બાળપણથી જ સુહરા તથા મજીદ મિત્રો હતાં, પરંતુ બંનેની મૈત્રીમાં એક અસાધારણ વાત તો એ હતી કે બંને એકમેકથી પૂર્ણપણે પરિચિત બને એ પહેલાં જ કટ્ટર દુશ્મન બની બેઠાં હતાં. આ દુશ્મનાવટનું કારણ શું હતું? તેઓ પાડોશી હતાં; બંનેનાં કુટુંબો વચ્ચે પરસ્પર મૈત્રી હતી. પણ સુહરા તથા મજીદ એકબીજા સાથે શત્રુતાથી જ વર્તતાં હતાં. વયમાં સુહરા સાત વર્ષની તથા મજીદ નવ વર્ષનો. એકબીજાની સામે જોઈ દાંતિયાં કાઢવા, એકમેકને ડરાવવા તથા ચીડવવાની એમને આદત પડી ગઈ હતી.

એવામાં કેરી પાકવાની મોસમ આવી પહોંચી. સુહરાના ઘરની નજીક આવેલ આંબા પરથી કેરીઓ પાકી પાકીને નીચે પડવા માંડી. પરંતુ એને એમાંથી એક્કેય કેરી મળતી નહીં. કેરી પડવાનો અવાજ સાંભળી એ જેવી દોડીને ત્યાં પહોંચતી કે મજીદ એ ઉઠાવીને ચૂસતો નજરે પડતો. એ સુહરાને કેરી આપતો જ નહીં. જો ક્યારેક આપતો તો તે પણ એની ખાધેલી એઠી જ હોય. ભૂલેચૂકે કેરી લેવા માટે સુહરા હાથ લાંબો કરી બેસતી તો મજીદ કેરીને બદલે પોતાની કોણી આગળ ધરીને ચીડવતો: "લે, ખા!" અને પછી તો જ્યારે જ્યારે એ મળતી ત્યારે મજીદ ડોળા કાઢીને, જીભ બહાર કાઢીને એને ડરાવતો. સુહરા આથી કાંઈ ડરી જતી નહીં. એ પણ એનું જ અનુકરણ કરતી, આમ છતાંયે કેરીની બાબતમાં એને હાર ખાવી પડતી.

એને કેમ કેરીઓ મળતી નહોતી? પવન ફૂંકાતો હોય કે નહીં, સુહરા હંમેશા આંબાની નીચે જઈને ઊભી રહેતી, પરંતુ એ સમયે કેરી તો શું, પાકું પાન પણ નીચે પડતું નહીં! એ જાણતી હતી કે ઝાડ પર કેટલીયે પાકી કેરીઓ છે. એ નીચે ના પડે તો આંબા પર ચડીને તોડી લેવી જોઈએ. પણ ઝાડ પર અસંખ્ય મંકોડા છે. કરડી કરડીને એ એનો જીવ જ લઈ લે. ચટકા ભરતા મોટા મંકોડા કદાચ ના હોય તોય આંબા પર ચડવાનું કામ સુહરાથી થઈ શકે કે? ગમે તેમ તોય આખરે એ છોકરીની જાત ને?

એક દિવસ એ કેરીઓને જોતાં જોતાં એના મોંમાં પાણી આવી ગયું. એ ઊભી હતી ત્યાં, ડાળીઓમાં અટવાતી-અથડાતી ટપ અવાજ કરતી કોઈ ચીજ નીચે પડી. હાશ! સુહરા એ તરફ દોડી. આનંદિત બની વાંકી વળી એ જેવી એને ઉઠાવવા ગઈ કે શરમાઈ ગઈ. એ તો નાળિયેરનો અમથો મરવો હતો! આ તે કેવી મૂર્ખાઈ! કોઈએ પોતાને જોઈ તો નથી ને? ના, પણ આ આંબા પરથી નાળિયેરનો મરવો શી રીતે પડે? એણે આમતેમ નજર દોડાવી, અને શોધી કાઢયું! એ સળગી ઊઠી. પેલો છોકરો!

મજીદે વિજયભાવથી અર્થહીન અવાજ કર્યો: "જુગજુગૂ! જુગજુગૂ!" અને એ નીચે ઊતરી આંબાની છાયામાં આવ્યો. પછી તો એણે ડોળા કાઢયા. બની શકે તેટલી જીભ બહાર કાઢી પોતાનું ઉગ્ર રૂપ બતાવ્યું. એ જોઈ ગામની તમામ છોકરીઓ "ઓ મા!" કરી ચીસ પાડીને નાસી જતી. કેટલીયે એ પ્રમાણે ભાગી પણ છે. પરંતુ સુહરા ન ભાગતી. એટલું જ નહીં ઊલટાનું માથું સહેજ ત્રાંસું કરી, જીભ કાઢી, આંખો કાઢીને એ પણ ત્યાં જ ઊભી રહી.

મજીદને ગુસ્સો આવ્યો. એક આવડા મોટા છોકરાને એક નાની અમથી છોકરી ડરાવવાની કોશિશ કરે છે? એ વધુ પાસે ગયો, એણે આંખો વધારે મોટી કરી, ભ્રમર ઊંચે ચડાવી, નસકોરાં ફુલાવ્યાં: "ઝૂ..." કરતી ચીસ પાડી.

એ દોડી નહીં. ભવાં ચડાવી, ડોળા કાઢી, નસકોરાં ફુલાવી એણે પણ એવી જ ચીસ પાડી: "ઝૂ..."

મજીદ હેબતાઈ ગયો. વેંત એકની છોકરી! સોપારી વેચવાવાળીની દીકરી! એ કેમ લાકડાના મોટા વેપારીના દીકરાથી ગભરાતી નથી? છોકરી ગમે તેવી હોય તોય છોકરાથી ડરવું તો જોઈએ ને? મજીદ વધુ નજીક સરકયો, પરંતુ એ ત્યાં અડગ ઊભી હતી. તસુભર પણ પાછી ખસી નહીં. મજીદનું અભિમાન ઘવાયું. એ ગુસ્સાથી રાતોપીળો થઈ ગયો. હું... એનું કાંડું ઝાલી, ગંભીરતાથી એણે પૂછયું: "અલી, તારું નામ શું છે?" આ કાંઈ એણે નામ જાણવા માટે

પૂછ્યું નહોતું. નામ તો એ જાણતો જ હતો. આ તો પોતાનો રોફ બતાવવા માટે પૂછ્યું હતું. આખરે એ મરદ હતો ને?

એણે સવાલ એવી રીતે કર્યો હતો કે જાણે હમણાં જ એ છોકરીને મારી નાખશે. સુહરાના નાના નાના દાંત કચકચવા લાગ્યા. એના અણિયાળા નખ સળવળવા માંડયા. કેટલીક ક્ષણ સુધી તો એ નક્કી ન કરી શકી કે શું કરવું. એ છોકરાનો હાથ કરડી ખાવો કે એને નખથી ઉઝરડી નાખવો? પૂછે છે, "અલી, તારું નામ શું છે?" આજ દિન સુધી એનાં માબાપે કદી એને અલી કે તું કહીને બોલાવી નહોતી. અને આજકાલનો આ છોકરો—દાંતિયાં કાઢવા-વાળો, કેરી ના આપનાર, કોણી આગળ ધરનાર આ ગંદો છોકરો—અલી કહીને બોલાવે છે? એ ગુસ્સામાં ને ગુસ્સામાં આગળ ધસી. ડાબા હાથના અણિયાળા નખથી મજીદના જમણા હાથને એણે ઉઝરડી નાખ્યો.

તપાવેલી ખમણીના દાંતા એકી સાથે હાથમાં ભોંકાયા હોય એવી વેદના અનુભવતો મજીદ, સુહરાનો હાથ છોડી દઈ, ચીસ પાડી ઊઠયો: "ઓ મા!" એણે આવી જાતના આક્રમણની કલ્પના જ નહોતી કરી. વળતા પગલા તરીકે એણે પોતાના નખ ભરાવવાનો વિચાર કર્યો પણ એને નખ જ કયાં હતા? નખ તો એણે પહેલેથી જ કરડી ખાધા હતા. તો હવે કરવું શું? આનો બદલો કેમ લેવો? બચકું ભરી લેવું કે ધુંબો મારવો? પરંતુ એમ કરવામાંય જોખમ હતું. સુહરા પણ એવી જ રીતે સામનો કરે તો? છોકરીએ નખથી ઉઝરડી નાખ્યાં અને ઉપરથી માર્યું એની ગામવાળાને જાણ થાય તો? ડૂબી મરવા જેવું જ થાય ને? એણે વળતાં પગલાં લેવાનો વિચાર માંડી વાળ્યો. હાર ખાઈ એ ખસિયાણો પડી ગયો.

સુહરાએ એની સામે જોઈ દાંત કચકચાવ્યા તોય મજીદ ગુપચુપ ઊભો રહ્યો. આમ સુહરાએ દાંતિયાં કાઢી મજીદની ઠેકડી ઉડાવી: "ઓ મા!"

મજીદ સમસમી રહ્યો હતો. પોતાના આ ઘોર અપમાનનો બદલો લેવા માટે કાંઈ કરી ના શકાય એમ હોય તો અવશ્ય કાંઈક બોલવું જોઈએ જેથી સુહરા હારીને ભોંઠી પડી જાય. આખરે એ પુરુષ હતો. નાની અમથી છોકરીથી નાસીપાસ થવાય કે? કાંઈક એવું તો કહેવું જેમાં વજન હોય અને વજૂદ પણ હોય. પણ માળું કાંઈ સૂઝતું નહોતું. એણે ચોતરફ દૃષ્ટિ દોડાવી જોઈ. કેળનાં ઝુંડોની વચ્ચે, ઘાસ તથા માટીથી બનેલ સુહરાનું ઘર તથા અસંખ્ય નાળિયેરી વચ્ચે નળિયાંવાળું પોતાનું પાકું ઘર જોઈ એના મગજમાં નવો એક વિચાર

ઝબકી ઊઠયો. સુહરા શરમથી નીચું જોઈ જાય એ રીતે મજીદ દમામથી બોલ્યો: "મારું ઘર તો નળિયાંવાળું છે ને?"

ઓહ! એમાં વળી આટલો ગર્વ લેવા જેવું છે શું? સુહરાનું ઘર ઘાસ તથા માટીનું બનેલું હતું. એમાં શરમાવા જેવું શું છે? એણે ફરી એક વાર મજીદના ચાળા પાડયા: "ઓ મા!"

આના પ્રતિકારમાં મજીદે કહ્યું કે સુહરાના બાપુ સોપારી વેચતા સાધારણ વેપારી હતા જ્યારે પોતાના બાપુ ઈમારતી લાકડાંના મોટા વેપારી હતા. આમાં પણ ગર્વ લેવા જેવું કાંઈ ના લાગ્યું, એટલું જ નહીં પરંતુ મજીદ નામનો જીવડો પોતાની બાજુમાં જ ન હોય એવા ભાવથી સુહરા આંબાની ટોચ પર નજર નાખવા લાગી.

આવા હડહડતા અપમાનથી મજીદને રડવું જ આવી ગયું. અપમાન પર પરાજય. આ એને મૂંઝવવા લાગ્યા. ગધેડાની જેમ 'હોંચી હોંચી' કરી મોટેથી રડી લેવાનું એને મન થયું. રડવાથી કદાચ મન હળવું થાય, પરંતુ બીજી જ પળે એનામાં જ્ઞાનોદય થયો. બીજાઓ માટે અશકય એવી એ કરામત એ જાણતો હતો! પોતાના આ કૌશલ્યથી જાણે સુહરાને માત કરી નાખી હોય એવા રુઆબથી એણે ધરતી તથા આકાશ સમક્ષ ગર્વભરી જાહેરાત કરી: "હું આંબા પર ચડી શકું છું."

સુહરાની આંખો સ્થિર થઈ ગઈ. ઝાડ પર ચડવું એ ખરેખર આવડત જ હતી. એ સહેજ ઢીલી પડી ગઈ. મજીદ આંબા પર ચડશે તો પાકી કેરી એને આપશે કે? હરગિજ નહીં. આથી એણે પહેલેથી જ પોતાનો હક જમાવવાનું નક્કી કર્યું. હાથ પહોંચી શકે એટલે દૂર બે પાકી કેરીઓ તરફ આંગળી ચીંધી એ ગંભીરતાથી બોલી: "એ છોકરા! પેલી બંને પાકી કેરીઓ મેં જોઈ છે."

મજીદ કાંઈ બોલ્યો નહીં.

એ ચૂપ કેમ છે? ઓહ, મંકોડાથી ડરતો હશે. એ બોલી ઊઠી: "અરે હા, મંકોડા ચટકા ભરશે, હોં!"

સુહરાનો આ અવાજ, ભાવ કાંઈ મજીદને રુચ્યાં નહીં. એને ગુસ્સો આવ્યો. મંકોડા! મંકોડા તો શું વીંછી બાઝયા હશે તોય એ આંબા પર ચડશે જ. પેલી બે મોટી કેરીઓ એણે પહેલાં જોઈ હતી ને? લુંગીનો કછોટો મારી એ આંબા પર ચડવા લાગ્યો. ઝાડ સાથે શરીર ઘસાવાથી એની ચામડી છોલાઈ ગઈ, મંકોડાએ ખૂબ ચટકા ભર્યા; કેટલાક તો એના શરીર પર ચોંટી ગયા

પરંતુ આ કશાયની પરવા કર્યા વિના, સુહરાએ જોઈ રાખેલ બંને કેરીઓ તોડી, યશસ્વી બની એ નીચે ઊતર્યો.

સુહરા એની પાસે દોડી ગઈ. લાલચ! ભય! એણે હાથ લંબાવ્યો: "એય છોકરા! આવ અહીં."

મજીદ નિરુત્તર રહ્યો. મોં ફુલાવી, હોઠ ભીડી એ ઊભો જ રહ્યો.

"અલ્યા છોકરા! આપી દે. એ બંને મેં જોઈ હતી."

મજીદે પરિહાસપૂર્વક નજર નાખી:

"મોંમાં પાણી આવે છે, છોકરી?" એ ચાલવા લાગ્યો. પછી કેરીઓ સૂંઘીને પોતાની જાતને સંબોધીને કહેતો હોય એમ એ બોલ્યો: "અહા! શી સુગંધ છે!"

સુહરાને હવે ગુસ્સો આવ્યો. એ ધૂંધવાતી હતી. એનું હૃદય . . . ઓહ! એની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. એ ડૂસકાં ભરતી ભરતી રડવા લાગી.

મજીદ પાછો આવ્યો. પોતાની ઉદારતાનું પ્રદર્શન કરવા માટે એને એક અવસર હાથ લાગ્યો. એણે બંને કેરીઓ સુહરા સમક્ષ ધરી દીધી. કેરી લેવાની ઇચ્છા હોવા છતાં એણે હાથ ના લંબાવ્યો. એ આટલો ત્યાગી હશે એ વાત એના માનવામાં નહોતી આવતી. બંને હાથ પાછળ બાંધી, આંસુ વહાવતી એ ત્યાં જ ઊભી રહી.

મજીદે અભિમાનપૂર્વક કહ્યું: "લે. જોઈતી હશે તો હજુ બીજી તોડી લાવીશ."

સુહરાનું દલ દ્રવી ઊઠ્યું. જોઈતી હશે તો હજુ બીજી તોડી લાવશે, એમ? ત્યાગી! બહાદુર! કેટલો સારો છોકરો છે! એને નખ ભરાવ્યા એ સારું થયું હતું, શું? એ સંયમી બની ત્યાગ કરવા તત્પર બની. ત્યાર બાદ ધીમા સ્વરે બોલી:

"મારા માટે એક ઘણી છે."

પેલા મહાન ત્યાગીએ બેપરવાઈથી કહ્યું:

"બંને લઈ લે, છોકરી!"

"ના, ના. એક બસ છે."

એણે એક લઈ લીધી અને બીજી મજીદની આગળ ધરી. પરંતુ મજીદે એ ના સ્વીકારી. સુહરાએ દબાણ કરીને કહ્યું કે એ કેરી મજીદ નહીં લે તો એને રડવું આવશે.

મજીદે તે લઈ લીધી. એ ચૂસતો હતો ત્યારે કેરીનો રસ એની છાતી પર ટપકવા લાગ્યો અને એ સમયે સુહરાની નજર મજીદની છાતી પર તથા ત્યાં

બાઝેલા મંકોડા પર ગઈ. એને પારાવાર દુ:ખ થયું. સુહરા મજીદના દેહને વળગીને ઊભી રહી અને હળવા હાથે મંકોડા કાઢી નાખ્યા. એના નખે મજીદના શરીરનો સ્પર્શ કર્યો કે મજીદ ભયભીત બની ગયો.

એ દહાડે એણે મજીદને ફરી વાર નખ નહીં ભરાવ્યા. પરંતુ ત્યાર પછી તો એ કેટલાક દિવસો સુધી એ નખ ભરાવતી તથા ચીમટા ભરતી રહી હતી. એ જ્યારે “નખ ભરાવીશ” એમ કહેતી ત્યારે મજીદ ડરનો માર્યો કાંપવા મંડતો. સુહરાના સૌથી વધારે અણિયાળા અસ્ત્ર ગણાતા એ નખને મજીદે એક યુક્તિ લડાવી કાપી નાખ્યા—એ પણ સુહરાની જાણ તેમ જ સંમતિથી જ!

## 2

એક દિવસ સવારના પહોરમાં સુહરા તથા મજીદ સાથે મળીને આડોશ-પાડોશમાંથી ફૂલના છોડવાઓની કલમ એકઠી કરીને આવતાં હતાં; મજીદના આંગણામાં એક બાગ બનાવવા માટે. કલમની ભારી સુહરાએ ઉઠાવી હતી. મજીદ રુઆબથી આગળ ચાલતો હતો. આખરે એ પુરુષ હતો ને?

એના હાથમાં એક ઉઘાડું ચપ્પું હતું. ભવિષ્યમાં પોતે કયાં કયાં મોટાં કાર્યો કરવાનો છે એનું એ વર્ણન કરતો જતો હતો. આ બધુંય સાંભળી, હોંકારો દેવાનું, આનંદ પામવાનું તથા આશ્ચર્યમાં ગરકાવ થઈ જવાનું કામ સુહરાનું હતું. મજીદનાં સ્વપ્નાં કંઈ જુદાં જ હતાં. સોનેરી પ્રકાશમાં ડૂબેલી એક સુંદર દુનિયા. એના મહારાજા છે મજીદ અને પટરાણી છે સુહરા. સુહરાનો અનાદર કોઈ જ ના કરે. નહીંતર સુહરાને રડવું આવી જાય. એના નખ આગળ ધસી આવે. પછી પૂછવું જ શું? મજીદના દેહમાં બળતરા થવા લાગી. એ અનુભવનું પુનરાવર્તન ના થાય એટલા માટે એ સંભાળીને વાતો કરતો હતો. છતાં પણ ક્યારેક એ ભૂલી જતો.

મજીદ એટલે કલ્પનાનો ગુલામ! ભવિષ્યમાં એ એક મોટો મહેલ ચણાવશે. એની દીવાલો નક્કર સોનાની હશે. ઓસરીમાં અમૂલ્ય હીરામાણેક જડયા હશે. અને એની છત? શાની હશે? એની કલ્પના આગળ વધતી નહીં. સુહરા

હોંકારો દેતી ન હતી એટલે જ આમ થયું. સમયસર હોંકારો ચાલુ રાખ્યો હોત તો તરત જ મજીદને આગળની વાત સૂઝી આવતે.

"સુહરા!"

"કેમ, મજીદ?"

"તું હોંકારો કેમ નથી દેતી?"

"હોંકારો તો દઉં છું. પણ મને તુંકારે કેમ બોલાવે છે?" એ ગુસ્સામાં આગળ વધી. એના નખ લાગવાથી મજીદને ઝણઝણાટી થઈ ગઈ. એ ચપ્પુ લઈને એની તરફ ફર્યો. સુહરાએ પોતાના નખ આગળ કર્યા. આંખો ફાડી એણે પોતાનું ઉગ્ર રૂપ બતાવ્યું ને ધમકી ઉચ્ચારી: "હું હજુ પણ નખ ભરાવીશ, હોં!"

જૂના ઉઝરડા તથા ચૂંટીની યાદે મજીદના લોહીને ઠંડું પાડ્યું. નખોવાળી સુહરા ખતરનાક હતી. એને એ નખ ના હોત તો? પરંતુ નખ તો પહેલેથી જ છે, એનું શું? અને એનો પ્રયોગ કરવામાં એને કોઈ જાતની તકલીફ ન હતી. આ દશામાં એને ચીડવવી એ કાંઈ સારી વાત કહેવાય કે? સુહરાએ જાણે એને વિના કારણે નખથી ઉઝરડયો હોય એવા દીન ભાવે મજીદે પૂછ્યું:

"સુહરાએ મને નખથી શા માટે ઉઝરડયો?"

"છોકરાએ મને તુંકારે કેમ બોલાવી?"

મજીદે આશ્ચર્યમાં ગરકાવ થવાનો ડોળ કર્યો: "હેં, ક્યારે? મેં તો ક્યારેય એમ બોલાવેલ નથી. સ્વપ્નું તો નથી જોયું?"

મજીદનો ચહેરો તથા ભાવ જોઈ સુહરાના દિલે બેચેની અનુભવી. ખરેખર મજીદે એને તુંકારે બોલાવી હતી કે? કે પછી એવો ભાસ થયો હતો? એમ જ બન્યું હોય તો મજીદને ઉઝરડી નાખ્યો એ યોગ્ય ના જ થયું. આ એક મોટો અપરાધ થઈ ગયો . . . લાલ લાલ મોટા ચાર ઉઝરડા. એ પોતાના હૃદયની ક્રૂરતાની નિશાની નથી શું? એની આંખો ભરાઈ આવી.

મજીદની નજરથી આ છૂપું રહી શક્યું નહીં. છતાં એણે જોયું ના જોયું કર્યું. સફેદ રેતીથી સજ્જ ગામડાની વાટમાં આગળ ચાલતાં એ પોતાની જાતને કહી સંભળાવતો હોય એ રીતે બોલવા લાગ્યો:

"મારો કાંઈ વાંકગુનો ના હોવા છતાં બાબાપુ મને અમસ્તાં અમસ્તાં માર્યા કરે છે; ખિજાયા કરે છે અને કોઈક વાર તો મને નખથી ખણી પણ લે છે. શા માટે? અમસ્તાં જ, પોતાના આનંદ માટે જ. પરંતુ હું જ્યારે મરી જઈશ ત્યારે બધાંય મને યાદ કરી કરીને કહેશે – પેલો રાંક મજીદ જીવતો હોત તો એને એકાદ વાર ઉઝરડી તો શકાત! . . ."

આટલું કહી, એણે ચોરીછૂપીથી એક નજર પાછળ નાખી લીધી. શાબાશ! તીર બરાબર લાગ્યું છે. સુહરાના ગાલ પર આંસુની બે ધારા વહેતી હતી. એ મનમાં ખૂબ ખુશ થયો.

મજીદના આ આનંદમાં જાણે ભાગ પડાવતો હોય એમ મંદસ્મિત વેરતો બાળસૂરજ ટેકરીઓના શિખર પર ચડી, તળેટીમાં વસતા ગામડાને સોનેરી પ્રકાશમાં નવડાવી રહ્યો હતો. ટેકરીઓની પાછળ, બે ધારામાં વહેંચાઈ, ટેકરી તથા ગામને ઘેરી લઈ, થોડે આઘે એક બની, પીગળેલ સોનાની જેમ નદી વહેતી હતી. ગામની શાંતિને ભેદી, કલરવ મચાવતાં પંખીઓના એ કૂજનમાં મજીદને અવર્ણનીય આનંદનો પડઘો સંભળાયો!

પરંતુ સુહરાના દિલમાં તલભાર પણ આનંદ ન હતો. એણે એક અક્ષમ્ય અપરાધ કર્યો હતો અને એનો એને ખેદ હતો. કોઈ પણ જાતના વાંક વિના એણે મજીદને ઉઝરડયો હતો એ યાદ કરતાં એનું દિલ દર્દ અનુભવવા લાગ્યું. . . લાલ રંગનાં ચાર નિશાન – મજીદની પીઠ પર. પોતાની એ ગંભીર ભૂલને શી રીતે ભૂંસી શકાય? એનો આત્મા એને કોરી ખાતો હતો.

મજીદ જે મહેલની વાત કરતો હતો, એની સ્મૃતિ તાજી કરાવતી, જાણે કાંઈ જ ના બન્યું હોય એવા નિર્દોષભાવે, મૃદુસ્વરમાં એણે સવાલ કર્યો : "હેં, છોકરા! પછી પેલા મહેલનું શું?"

મજીદ નિરુત્તર રહ્યો. થોડી વાર પછી એણે પૂછયું : "સુહરા! હોંકારો દે છે કે?"

સુહરાએ વ્યથિત સ્વરમાં કહ્યું : "હા." અને બીજી જ પળે પોતાના કથનની પુષ્ટિ રૂપે એણે ત્રણ વાર હોંકારો દીધો : "હં, હં, હં."

"હા, પછી છે ને," મજીદે વાત આગળ ચલાવી : "મહેલ ટેકરીની ઉપર હશે."

"એમ હોય તો ઉપરથી આખું ગામ જોઈ શકાશે. એટલું જ નહીં પણ બે નદીઓ આગળ જતાં એકમેક સાથે મળી એક મોટી બની વહે છે એ ખૂબ આઘે સુધી જોઈ શકાશે. મજીદ, સુહરા તથા ગામના બીજા કેટલાક છોકરાઓએ સાથે મળીને ટેકરી પરથી એ દૃશ્ય જોયું હતું ને? ત્યાં મજીદે મહેલ ચણાવવાનો મનસૂબો કર્યો છે. મહેલ ખરેખર અદ્‌ભુત બનશે!"

"પછી?" સુહરાએ જિજ્ઞાસાપૂર્વક મજીદને પૂછયું. બીજી જ પળે અતિ ઉત્સાહમાં આવી જઈ એણે બીજો સવાલ કર્યો : "એ મહેલના ઊંચાઈ કેટલી હશે?"

ઊંચાઈની તે વળી હદ હોતી હશે? મજીદે જવાબ આપ્યો: "બહુ જ."

બહુ એટલે કેટલી એની સુહરાને સમજ નહોતી પડતી. એણે પૂછયું: "કેળ જેટલી!"

"કેળ જેટલી?" મજીદને આ સવાલ રુચ્યો નહીં. ફક્ત કેળ જેટલી ઊંચાઈ ધરાવતો પોતાનો મહેલ? "છટ્" કહીને એણે સુહરાની સામે નજર કરી.

સુહરા ઝંખવાણી પડી ગઈ. એણે નવો સવાલ પૂછયો: "નાળિયેરી જેટલી?"

એ સવાલને પણ મજીદે તુચ્છકારી કાઢયો. એટલે સુહરાએ આકાશ તરફ મોં ઊંચું કરી શંકાશીલ સ્વરમાં પૂછયું: "આકાશ સુધી?"

"હા," મજીદે એટલી ઊંચાઈ માન્ય રાખી; "એ મહેલ આકાશ સુધી ઊંચો હશે."

પરંતુ આ સાંભળી સુહરાના હૃદયમાં એક શંકા જાગી: "એ મહેલમાં છોકરો એકલો જ રહેશે કે?"

"નહીં." અરેબિયન નાઇટ્સની વાર્તા યાદ કરતાં કરતાં મજીદ બોલી ઊઠયો: "હું અને એક રાજકુંવરી."

રાજકુંવરી? આ ગામમાં તો કોઈ કહેતાં કોઈ રાજકુંવરી નથી. તો પછી...

"કોણ છે, એ છોકરી?"

કોઈ અત્યંત ખાનગી વાત કહેતો હોય એ રીતે મજીદ ધીમા સ્વરે બોલ્યો: "એ તો છે, એક."

આ સાંભળતાં જ સુહરાના ચહેરા પરથી દીપ્તિ અદૃશ્ય બની ગઈ. એના મુખ પર ગુસ્સો તથા દુઃખની છાયા ફરી વળી. હાથમાં રહેલ કલમ તમામ નીચે નાખી દીધી. એની આંખો ઊભરાવા લાગી. એ બોલી: "આ તારી રાજકુંવરી પાસે જ ઉપડાવજે, હવે."

"ઉઠાવીને લઈ આવ, છોકરી!" મજીદે હુકમ છોડયો.

સુહરા મોટેથી રડી પડી.

"છોકરાની જોડે હું નથી આવતી. રાજકુંવરી પાસે ઉપડાવ."

સુહરાનું રુદન તથા એની હાલત જોઈ મજીદનું દિલ દ્રવી ઊઠયું. એ આગળ વધ્યો અને સુહરાની સામે બેસી ગયો.

"સુહરા છે, મારી. . . ."

"?"

"રા...જ...કું...વ...રી!"

એનું મુખડું ખીલી ઊઠ્યું: "હવે જા જા."

"માના સોગન." મજીદે હસતાં હસતાં કહ્યું.

એ રાજી રાજી થઈ ગઈ. મજીદ તથા સુહરા બંને સાથે એ મહેલમાં રહી શકશે. કેવી મજા પડશે! આંસુ વહાવતી, સ્મિત વેરતી એ એમ જ ઊભી રહી ગઈ. આ તકનો લાભ લઈ, મજીદ એના નખ કાપવા માટે આગળ આવ્યો.

"છોડી દે, છોકરા!"

વરસતા વરસાદની વચ્ચે ચમકી જતા પૂર્ણચંદ્રની જેમ, આંસુઓની વચ્ચે સુહરાએ સ્મિત વેર્યું.

"તોય મારા નખ કાપવાના નથી, હેં!" એના હોઠ સંકોચાયા: "ફરી ક્યારેક છોકરો બબડાટ કરે તો મારે એને ચૂંટી ખણવી ના જોઈએ?"

"સુહરા મને ચૂંટી ખણશે કે?"

"હાસ્તો. ચૂંટી ખણીશ જ. વારંવાર ચૂંટી ખણીશ." દાંત ભીંસી, ભવાં ચડાવી એ ઉઝરડવા આગળ ધસી. મજીદ ગભરાઈ ગયો. એ ત્યાંથી ઊભો થઈ ચાલવા લાગ્યો.

જાણે કોઈ મોટા અપરાધની યાદ દેવડાવતો હોય એમ મજીદ બોલી ઊઠયો:

"રાજકુંવરીએ ઉઝરડવું ના જોઈએ."

રાજકુંવરી નખથી ખણે એ કોઈ મોટું પાપ ગણાતું હશે! શંકાશીલ બની સુહરાએ સવાલ કર્યો:

"શું આ ખરું છે? માના સોગન?"

"માના સોગન. રાજકુંવરીથી ઉઝરડાય નહીં." મજીદે સોગન ખાધા.

એ નવાઈ પામતી ઊભી જ રહી. રાજકુંવરીથી ઉઝરડાય નહીં તો આ નખનું પ્રયોજન શું? પછી તો જાણે મહાન ત્યાગ કરતી હોય એ રીતે એણે પોતાના બંને હાથ આગળ ધર્યા અને સંમતિ આપી: "તો પછી, આને કાપી નાખ."

આનંદિત બની મજીદ સુહરાની સામે બેસી ગયો.

તીરની જેમ લાંબા તથા અણિયાળા દસેદસ નખ મજીદે કાપી નાખ્યા. એ ઊભો થયો. બંને ચાલવા લાગ્યાં. આંગણામાં પહોંચી બંનેએ સાથે મળીને બાગ બનાવ્યો. મજીદના ઘર આગળ, વિશાળ આંગણાની ત્રણ દિશામાં મજીદે નાના નાના ખાડા ખોદ્યા. દરેકમાં સુહરાએ કલમ રોપી, ઉપર માટી પાથરી અને પાણી પાયું. જુદી જુદી જાતનાં પુષ્પોની કલમથી ક્યારીઓ ભરાઈ ગઈ.

ખૂણામાં જાસવંતીની કલમ રોપી હતી. સુહરા જ્યારે એ કલમ રોપતી હતી ત્યારે તેમાં કરમાઈ ગયેલું એક રાતું ફૂલ હતું.

દરરોજ સવારના મજીદને ત્યાં જઈ એ છોડોને પાણી પાવાનો સુહરાનો ક્રમ થઈ પડ્યો.

એક વાર સુહરાની માએ મશ્કરી કરતાં કરતાં પૂછ્યું : "સુહરા, તારે શા માટે બીજા કોઈના છોડવાને પાણી પાવું જોઈએ?"

"એ કાંઈ બીજા કોઈના તો નથી ને?" સુહરાએ જવાબ આપ્યો.

એ સાંજે સુહરા તથા મજીદ આંગણામાં ઊભાં હતાં. કુંપળ ફૂટતા છોડવાઓ તરફ આંગળી ચીંધી મોટા અવાજે મજીદે સવાલ કર્યો :

"આ બધાય સુહરાના છે શું?"

"નહીં તો શું છોકરાના છે?" સુહરાએ સામો સવાલ કર્યો.

મજીદે એની ઠેકડી ઉડાવતાં કહ્યું : "છોકરીનો લોભ કાંઈ ઓછો નથી, હોં!"

સુહરાને આ સાંભળી ગુસ્સો ના આવે? એણે મજીદને નખથી ખણ્યો. પરંતુ નખ ક્યાં? આ જોઈ મજીદ બોલી ઊઠ્યો :

"હજુય ખણ! ભારે મજા પડે છે!"

પોતાના નખ ભણી દૃષ્ટિ ફેંકી સુહરા રડી પડી :

"તો પછી હું દાંતથી કરડીશ."

એ મજીદનો હાથ ઝાલી બચકું ભરવા જતી હતી ત્યાં નાઈલાજ બની મજીદે પવિત્ર કુરાનના સોગન ખાધા.

"પરવર દિગારના સોગન ખાઈને કહું છું કે રાજકુંવરીથી કરડાય નહીં."

આંસુ વહાવતાં સુહરાએ શંકા ઉઠાવી :

"કોઈનેય નહીં?"

મંદ સ્મિત વેરતા મજીદે જવાબ વાળ્યો :

"ના, કોઈ કહેતાં કોઈનેય નહીં."

# 3

સુહરા ગણિતમાં હોશિયાર હતી. માસ્તર એનાં વખાણ કરતા અને મજીદને મારતા હતા. દાખલા ગણવામાં મજીદ બહુ ગોટાળા કરતો. એ ગમે તેટલી મહેનત કરે તોપણ દાખલા કદી ખરા પડતા નહીં.

માસ્તર એને 'મૂરખનો સરદાર' કહી બોલાવતા, હાજરી પૂરતી વેળા પણ માસ્તર એનું નામ દેવાને બદલે મૂરખનો સરદાર કહીને પોકારતા. એમાં કોઈને ફરિયાદ નહોતી. કારણ કે મજીદ મૂરખ જ હતો. અને એથી જ એ છોકરાઓની વચ્ચે બેસીને મોટેથી જવાબ દેતો : "હાજર..."

"અલ્યા, એક ને એક કેટલા થાય?" એક દિવસ માસ્તરે મજીદને સવાલ પૂછ્યો. એક વત્તા એક બે થાય એ તો આખી દુનિયા જાણે છે, પરંતુ મજીદે એનો જે અદ્‌ભુત જવાબ આપ્યો એ સાંભળીને માસ્તર ખડખડાટ હસી પડયા. આખો વર્ગ સુધ્ધાં હસી પડયો. પાછળથી એનો જવાબ ખુદ એના માટે મજાકિયું નામ બની ગયું. ઉત્તર આપતાં પહેલાં મજીદે ખૂબ વિચાર કરેલો : બે નદીઓ મળીને એક મોટી નદી બની જાય છે. આવી જ રીતે એક સાથે એક મળવાથી એક મોટો જાડો એક બને છે. આમ દાખલો ગણી અભિમાનપૂર્વક એણે જવાબ આપ્યો :

"જરા જાડો એક!"

ગણિતશાસ્ત્રમાં આવી રીતે એક નવા તત્ત્વની શોધ કરવા બદલ માસ્તરે એને બાંકડા પર ઊભો રાખ્યો.

'જરા જાડો એક!' બધાય એને જોઈ હસવા લાગ્યા. છતાં પણ મજીદ, એક ને એક બે હોવાનું કબૂલ રાખતો નહોતો. એ જ કારણથી માસ્તરે એની હથેળીમાં નેતરની સોટીના ગરમાગરમ છ ફટકા માર્યા. ઉપરથી એની મશ્કરી કરી કે આ છ ફટકાને એક મોટો ફટકો માની લે!

ત્યાર બાદ એના સાથીઓ જ્યારે એને જોતા ત્યારે બોલાવવા લાગતા : "જરા જાડો એક!"

આ મશ્કરી તથા એના કારણથી મજીદને બહુ જ દુઃખ થયું. એ કહેતો હતો કે એ સત્ય હતું, પરંતુ કોઈ એ માનવા તૈયાર નથી થતું! કદાચ એ ખોટું પણ હોય. મજીદ એક નંબરનો મૂર્ખ પણ હોઈ શકે. અસહનીય વેદના અનુભવતા અનુભવતા મજીદે મા આગળ જઈ ફરિયાદ કરી. એનું સઘળું દુઃખ

અલ્લાને જાણાવવાની માએ શિખામણ આપી. "રબ્બ ઉલ આલમીન કોઈની ફરિયાદ સાંભળ્યા વિના રહેતો નથી."

માની શિખામણ મુજબ, એ બાળહૃદયે જગતના નાથ આગળ ખરા દિલથી પ્રાર્થના કરી:

"મારા પરવરદિગાર! મારા તમામ દાખલા ખરા પાડજે."

આ હતી મજીદની પહેલી પ્રાર્થના. ત્યાર પછી એ રાતદિવસ પ્રાર્થના કરતો થયો. છતાં પણ એના દાખલા તો ખોટા જ પડતા હતા. માસ્તરના હાથનો માર પણ ખૂબ ખાધો. એની હથેલી હંમેશા દુખ્યા કરતી. હવે એનાથી આ સહન થતું નહોતું. છેવટે એણે બધી વાત સુહરાને કરી. એ પણ કેટલાયે ઝઘડા બાદ જ. કારણ કે 'જરા જાડો એક' બન્યા બાદ મજીદ કોઈની સાથે બોલતો નહીં. એની નજીકના બાંકડા પર બેઠી બેઠી સુહરા એના તરફ નજર નાખતી કે મજીદ મોં ફેરવી લેતો. અંતે તો મજીદને જ વાતની શરૂઆત કરવી પડી. સુહરા હસી પડી. ત્યાર પછી એણે પોતાની બેઠક બદલી નાખી. મજીદ-ની લગોલગ બાંકડાના એક છેડા પર એ બેસવા લાગી. પછી તો પૂછવું જ શું? મજીદ માર ખાતો બંધ થયો. એના બધાય દાખલા તદ્દન ખરા!

"વાહ!" માસ્તરને ખૂબ નવાઈ લાગી: "હું ધારતો હતો એમ તારા માથામાં ભૂસું તો નથી જ ભર્યું."

માસ્તરની આ પ્રશંસાએ મજીદના મજાકિયા નામને છેક ભૂંસી નાખ્યું. છોકરાઓ હવે અદેખાઈથી એને બોલાવવા લાગ્યા:

"વર્ગમાં પહેલો નંબર મજીદનો!"

આ સાંભળતાંવેંત સુહરા સ્મિત વેરવા લાગતી. આનું રહસ્ય કોઈ જાણતું નહોતું. મજીદના દાખલા ખરા પડવા પાછળનો ભેદ સુહરાના મંદ સ્મિતમાં છુપાયો હતો.

દાખલા ગણવા માટે બધા વિદ્યાર્થીઓ જ્યારે ઊભા થઈ એકબીજાનાં મોં જોયા કરતા હોય ત્યારે મજીદની ડાબી આંખ સુહરાની સ્લેટ પર મંડાઈ રહેતી. એના દાખલા મજીદ પોતાની સ્લેટમાં ઉતારી લેતો. પોતાના દાખલા ગણાઈ રહ્યા બાદ પણ સુહરા બેસતી નહીં. પહેલાં મજીદ બેસતો અને પછી એ બેસતી.

નિશાળેથી તેઓ બંને સાથે પાછાં ફરતી વેળા, બીજા કોઈ સાંભળે નહીં એ રીતે ધીમા અવાજે સુહરા મજીદની મશ્કરી કરી લેતી. કેટલુંય યાદ કરીને એ હસી પડતી અને પછી ગણગણતી: "જરા જાડો એક!"

ત્યારે પોતાના સમગ્ર ગુસ્સાને એક જ શબ્દમાં ભરી એ બોલી ઊઠતો: "રાજકુંવરી!"

આ સાંભળતાં જ, ચાંદીની ઘંટડીના સુમધુર રણકારની જેમ શોકમધુર ભાવથી હાસ્ય વેરતી એ પોતાની અંગુલિઓ ભણી એક નજર નાખી લેતી. એના નખ સુંદર રીતે કાપ્યા હતા. સ્વચ્છતા તથા સુઘડતા માટે નિશાળમાં સહુના માટે એ ઉત્તમ દૃષ્ટાંત બની ચૂકી હતી. ત્યારે મજીદનાં કપડાંમાં હંમેશા શાહી તથા ફળ વગેરેના ડાઘ હોય જ!

ગામના તમામ આંબા પર મજીદ છલંગ મારીને ચડી જતો. સૌથી ઊંચી ડાળને વળગી, ચોમેર ફેલાયેલાં પાંદડાંઓની ઉપરથી દુનિયાની વિશાળતા નિહાળવામાં એને અત્યંત આનંદ આવતો. ક્ષિતિજની પેલી પાર આવેલી દુનિયા જોવાની અદમ્ય ઈચ્છા એનામાં જોર કરતી હતી. એ જ્યારે કલ્પનાસૃષ્ટિમાં રાચતો ઝાડની ટોચ પર ઊભો રહી જતો ત્યારે નીચેથી સુહરા સાદ પાડતી:

"કેમ રે છોકરા! મક્કા દેખાય છે કે શું?"

એના જવાબમાં, ઉપર વાદળાંઓના સમૂહને વળગીને ઊડતી સમડીના ગીત તરીકે ઓળખાતી પંક્તિઓ એ સુમધુર સ્વરમાં ગાઈ લેતો:

"મક્કા પણ દેખાય
અને મદીનાની મસ્જિદેય દેખાય..."

# 4

સુહરાના કાન વીંધાવતી વેળાએ મજીદે ચોરીછૂપીથી, અસહ્ય દુ:ખ વેઠીને ભાગ લીધો.

સુન્નત પછી મજીદ પથારીવશ હતો. રજાના દિવસો હતા. મજીદની સુન્નતક્રિયા આખા ગામમાં ધામધૂમ મચાવનારી હતી. ગૅસલાઇટની રોશની તથા બૅન્ડવાજાં સાથે હાથી પર બેસાડી મજીદનું સરઘસ કાઢવામાં આવ્યું. ત્યાર પછી જમણવાર થયો. એમાં હજારો આમંત્રિતો આવ્યા હતા. જમણ પહેલાં જ સુન્નતક્રિયા થઈ ગઈ હતી. એ આખો દિવસ મજીદે ભયમાં પસાર કર્યો—કાંઈક કાપી નાખશે.

પણ એ શું? એનાથી માણસ મરી તો ન જાય ને? એ ભયથી કાંપતો રહ્યો. એને થયું કે સાંજ સુધી એ જીવતો રહેવા નહીં પામે. શું બનવાનું છે એ વિશે એને કશી ખબર ન હતી. તમામ મુસલમાન પુરુષોએ સુન્નત કરાવી હતી. સુન્નત ન થઈ હોય એવું કોઈ જ ન હતું. આમ છતાંયે "આ સુન્નત કેવી રીતે કરે છે?" એણે સુહરાને પૂછ્યું.

સુહરાને આ અંગે કોઈ જાતની માહિતી નહોતી. આમ છતાં એ એટલું આશ્વાસન આપી શકી: "ગમે તે થાય પણ તું મરી તો નહીં જ જાય." તોય મજીદ બહુ જ ગભરાતો રહ્યો.

"અલ્લાહુ અકબર" આ તકબીર સારા મંડળમાં ગુંજી ઊઠી. ત્યાર પછી મજીદને એના બાપુ એક નાની ઓરડીમાં મૂકી આવ્યા. ત્યાં ઊંધી વાળેલ એક ઊખળી પર સફેદ વસ્ત્ર પાથરવામાં આવ્યું હતું. એની આગળ અગિયાર દિવેટવાળી દીવી ઝળહળી રહી હતી. ઓરડીમાં ઉસ્માન હજામ ઉપરાંત બીજા દસબાર જણ હાજર હતા. તેઓએ મજીદનું ખમીસ ઉતાર્યું. પછી એક્કેક કરીને બધાંય કપડાં કાઢી નાખ્યાં. નિર્વસ્ત્ર મજીદને ઊખળી પર બેસાડવામાં આવ્યો. એને આશ્ચર્ય થયું — આ લોકો શું કરવાના છે?

મજીદની આંખો પર પટ્ટી બાંધી દેવામાં આવી. એના હાથ, પગ તથા માથાને એ લોકોએ મજબૂત રીતે પકડી રાખ્યાં. હવે તો એનાથી હાલવા-ચાલવાનું મુશ્કેલ બન્યું હતું. વાતાવરણમાં "અલ્લાહુ અકબર"ના બુલંદ અવાજ સિવાય બીજું કશુંયે સંભળાતું નહોતું. મજીદ પરસેવે રેબઝેબ બની ગયો હતો. આ કોલાહલ દરમ્યાન, અની બંને જાંઘો મળતી હતી ત્યાં આછું દર્દ થયું. ઝાડની કોઈ સૂકી ડાળી કપાતી હોવાની અનુભૂતિ થઈ. આ બધુંય કેવળ એક ક્ષણ પૂરતું જ રહ્યું. બસ, પતી ગયું. પાણીનો છંટકાવ થયો અને પછી બળતરા થવા લાગી ...

મજીદને પથારીમાં સુવડાવ્યો. એના માથા તથા પગની નીચે ઓશીકાં ગોઠવવામાં આવ્યાં. આ ધાંધલની વચ્ચે મજીદે એક વાર જોઈ લીધું. . . એ સ્થાન પર, લાલ શાહીની બાટલીમાં આંગળી બોળી હોય એવું કાંઈ જ ન હતું. પરંતુ શાહીમાં આંગળી ડુબાડયા વિના, શીશીના મુખમાંથી આંગળીનો અગ્રભાગ લાલ શાહીમાં રંગાઈ ગયો હોય એમ એને લાગ્યું . . . હકીકતમાં તો એ શાહી નહીં પણ લોહી જ હતું. . . આટલી વાત એ બીજા દિવસે સુહરાને જણાવી શકયો.

બારીની બહાર ઊભી રહી સુહરાએ પૂછ્યું : "મજીદ! ડર લાગતો હતો કે?"

"કોને? મને?" પથારીમાં સૂતા સૂતા મજીદે બડાઈ મારી: "નહીં તો. હું બિલકુલ ગભરાયો નહોતો."

એ સમયે સુહરાએ પોતાના કાન વીંધાવવા અંગે વાત કરી. દસબાર દિવસમાં જ એના કાન વીંધવામાં આવશે. "મજીદ તો નહીં આવી શકે, ખરું?"

"હું તો આવીશ." મજીદ બોલી ઊઠયો.

પરંતુ એ દિવસ જ્યારે આવી લાગ્યો ત્યારે મજીદને માટે હલનચલન દુષ્કર બની ગયું હતું. પહેલાં સુહરાની માએ અને પછી ખુદ સુહરાએ આવીને મજીદના ઘરવાળાને નોતરું દીધું. પથારીમાં પડયા પડયા મજીદે આ બધુંય સાંભળ્યું. થોડી વાર પછી સુહરા બારીમાં દૃશ્યમાન થઈ. ઉત્કંઠાથી એનું ગોરું મુખ વિલાઈ ગયું હતું. છતાં એ આંખોમાંનો ચમકારો પૂર્વવત જ રહ્યો હતો.

"આજે મારા કાન વીંધશે."

જવાબમાં મજીદે કેવળ સ્મિત જ ફરકાવ્યું. એ સ્મિત સુહરાના ચહેરા પર ફેલાઈ ગયું. મજીદે એના સુંદર કાન તરફ એક નજર નાખી: "આ વીંધાશે ત્યારે દુખશે નહીં?" મજીદને નવાઈ લાગતી હતી.

"મને શી ખબર પડે? આવીને જોઈ લેવાનું." સુહરાએ જવાબ વાળ્યો. અને ત્યાંથી દોડી ગઈ.

મજીદને ત્યાં જવાનું મન થઈ આવ્યું, પરંતુ પથારીમાંથી બેઠા થવા જેટલી શક્તિ એનામાં નહોતી. છતાં પણ થોડી વાર પછી, મોકો જોઈ, કોઈની નજર ના પડે એ રીતે એ ઊભો થયો. ભય! શરીર ભારે ભારે લાગવા માંડયું — જાણે ઘંટીનાં પડ બાંધી ના રાખ્યાં હોય! હજારો ઘાની કારમી વેદના . . . આ બધુંય જાણે એના દિલ સાથે જડી દેવામાં આવ્યું હતું. ધીમાં ડગ ભરતો ભરતો એ કુનેહપૂર્વક બહાર નીકળી ગયો. પગ લથડતા હતા. લથડિયાં ખાતો, વચ્ચે વચ્ચે ઊભો રહી અંતે એ સુહરાના ઘરની પાછળ જઈ પહોંચ્યો. હાશ! પણ આ શું? ત્યાં ધામધૂમ કે આમંત્રિતો જેવું કાંઈ જ નહોતું. એણે ધારી લીધું કે એ લોકો પૈસાવાળા નહીં હોવાથી જ આમ બનવા પામ્યું હતું. તેઓ અમીર હોત તો, બૅન્ડવાજાં, આતશબાજી, જમણવાર વગેરેની ધમાલ જોવા મળતે.

મજીદને જોતાંવેંત સુહરાની મા ચીસ પાડી ઊઠી. એ આગળ દોડી આવી: "મારા બેટા! તું શા માટે અહીં આવ્યો?"

"સુહરાના કાન વીંધશેને, એ જોવા." મહામુશ્કેલીએ એણે જવાબ આપ્યો.

એવામાં સુહરા પણ ત્યાં આવી ચડી. એનું મુખડું રતૂમડું બની ગયું હતું અને આંખો જાણે ચૂઈ રહી હતી. ઉપરથી છેક નીચે સુધી એના બંને કાન

વીંધી, એમાં કાળા દોરા પહેરાવવામાં આવ્યા હતા. જમણા કાનમાં અગિયાર અને ડાબા કાનમાં દસ વીંધ પાડયા હતા. એ વીંધ સુકાઈ જશે કે દોરા કાઢી લઈ એના સ્થાને ચાંદીની વાળી પહેરાવવામાં આવશે. અને પછી, વખત જતાં જ્યારે એનાં લગ્ન લેવાશે ત્યારે ચાંદીની વાળીનું સ્થાન સોનાની વાળી લેશે. આ બધુંય મજીદ જાણતો હતો.

"બહુ દુખ્યું કે?" મજીદે સુહરાને પૂછયું.

"થોડું થોડું." સુહરાએ દર્દભર્યું સ્મિત વેર્યું.

એવામાં મજીદની શોધખોળ કરતા લોકો ત્યાં આવી ચડયા. બે જણે એકદમ મજીદને ઊંચકી લીધો અને ઘેર પાછો લઈ જઈ પથારીમાં સુવડાવી દીધો.

આ બનાવે ભારે ખળભળાટ મચાવ્યો. બાપુએ મજીદને ખૂબ ધમકાવ્યો. મજીદની માને પણ બાપુએ ધમકાવવામાં કચાશ ન રાખી. એથી તેઓ ના ધરાયાં અને સુહરાનાં માબાપને પણ ખૂબ સંભળાવી અને આ રીતે એ પ્રસંગનો અંત આવ્યો.

સુહરાની પહેલાં મજીદ સાજો થઈ ગયો. એ દહાડે મજીદને સારી પેઠે નવડાવી, નવાં કપડાં પહેરાવી, અત્તરનો સારા પ્રમાણમાં છંટકાવ કરી, મસ્જિદમાં લઈ જવામાં આવ્યો. આ પ્રસંગે પણ ખૂબ ધામધૂમ થઈ.

ભભકભરી એની આ ચાલ જોઈ સુહરાએ એની મશ્કરી કરી:

"ઓહ! છોકરાનો રુઆબ તો જુઓ, જાણે પરણવા ના જતો હોય!"

## 5

સુહરા તથા મજીદ ગામની નિશાળના છેલ્લા ધોરણમાં પાસ થઈ ગયાં. ત્યાંથી શહેરમાંની સ્કૂલમાં આગળ અભ્યાસ ચાલુ રાખવાનો સુહરાનો વિચાર હતો. એવામાં સુહરાની આશાને ભાંગી નાખતો એક દુ:ખદ બનાવ બની ગયો. સુહરા પિતાવિહોણી બની ગઈ. જિંદગીમાં પહેલી જ વાર મજીદે મૃત્યુ નિહાળ્યું.

આ દુર્ઘટનાથી સુહરા, એની બે નાની બહેનો તથા મા અનાથ બની ગયાં. એ લોકોની સંપત્તિ કહીએ તો માત્ર ઘર તથા આજુબાજુની કેટલીક જમીન

હતી. સોપારી વેચી એમાંથી મળતા નફા વડે એના બાપુ ઘર ચલાવતા હતા. સફેદ ટોપી, લાલ માટીથી લથપથ થઈ ગયેલી લુંગી તથા એટલો જ મેલો ખેસ આ હતો એનો પોશાક. કાળી દાઢીવાળા ગોરા ગોળ ચહેરા પર કાળી આંખો સદા હસ્યા કરતી. ગડી કરેલી ગૂણી બગલમાં દબાવી, સહેજ આગળ ઝૂકીને એ ચાલતા. ગામમાં ઘરેઘર ફરી સોપારી ખરીદી, ગૂણીમાં ભરી, માથે ઊંચકીને શહેરમાં લઈ જતા અને ત્યાં એ વેચી આવતા. એ હતા ભારે વાતોડિયા. પોતે જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં જે કાંઈ જોવા મળતું એનું વર્ણન તેઓ મજીદ આગળ કરવાનું ચૂકતા નહીં. એ કહેતા કે ખરા મુસલમાનો તો ગામની બહાર જ વસે છે! આ ગામમાં જે કોઈ છે એ બધાય અંધશ્રદ્ધાળુ અગર નિર્દય મુસલમાનો જ છે. સારા માણસો જોવા હોય તો બહાર જ જવું રહ્યું.

"અહીંના લોકો તો એમ જ માને છે કે તેઓ જ સાચા મુસલમાન છે. આ એ લોકોના અજ્ઞાનનો સહુથી મોટો દોષ છે. પરવરદિગારની મહેરથી તમે સહુ ભણીગણીને મોટા થશો ત્યારે આ પરિસ્થિતિ બદલાઈ જશે."

સુહરા મોટી મોટી પરીક્ષા પાસ કરી આગળ વધે એ એમના જીવનની એકમાત્ર મહત્ત્વાકાંક્ષા હતી.

"પછી—" તેઓ આગળ ચલાવતા, "એ જ્યારે મોટી નોકરી કરવા માંડશે ત્યારે આપણને સહુને ભૂલી જશે. આ એનો બાપ છે એવું કહેતાં પણ એ શરમ અનુભવશે."

"ખરી વાત છે." મજીદ કટાક્ષભરી રીતે એ કહેણનું સમર્થન કરતો: "સુહરા બહુ જ રુઆબવાળી છોકરી છે."

એ સમયે બારણાની આડમાં ઊભી ઊભી, આંખો કાઢતી, દાંત કચકચાવતી સહેજ ક્રુદ્ધ ભાવે અવાજ કાઢ્યા વિના એ બડબડતી: "જરા જાડો એક!"

આવા પ્રસંગોમાં મજીદ એને શિક્ષા કરતો — જુદી જ જાતની સજા! હંમેશા એની સાથે જ રહેતી ગલોલમાં ગોળ પથ્થર ગોઠવી સુહરાના પગનું નિશાન તાકી એ ઘા કરતો. એનું લક્ષ્ય કદી પણ ખાલી જતું નહીં. પથ્થર સુહરાના પગ પર લાગતાં જ એ બોલી ઊઠતો: "મેં તો પેલા બારણા પર ચોંટેલ ચૂનાના ડાઘ પર નિશાન લીધું હતું."

સુહરા એ સ્થળેથી જરા પણ મચક દેતી નહીં. હા, એની આંખોમાંથી આંસુનાં એકાદ-બે બિંદુ સરી પડતાં. એથી વિશેષ કાંઈ જ નહીં. સુહરાની માની નજરમાં આ કાંઈ ચડતું જ નહીં અને એ તો મજીદને ટોકવા લાગતી:

"તું નિશાન તાકી તાકીને અમારાં હાલ્લાં-માટલાં ફોડી નાખીશ, મજીદ! તમારી જેમ અમારી પાસે થોડા પૈસા છે?"

"વારુ, હવે હું ક્યારેય અહીં નિશાન તાકવા નહીં આવું. હું આ ગામ છોડી ચાલ્યો જઈશ."

"ક્યાં?"

"છ મહિનાના અંતરથીયે દૂર!"

"પછી?" સુહરા બોલી ઊઠતી: "સાંજે ઘેર પાછો આવશે?"

મજીદ વિશે સુહરાનો આવો ખ્યાલ હતો. પરંતુ સુહરા વિશે મજીદ આવું કાંઈ વિચારી શકતો નહીં. એ કહેવા માંડતો:

"પછી તો હું આખી દુનિયાની મુસાફરી કરી પાછો ફરીશ ત્યારે સુહરા કોઈ મોટી ઑફિસર બની બેઠી હશે! અને એ સમયે આ મેમસા'બ મને જોઈ ઓળખાણનો દેખાવ સુધ્ધાં નહીં કરે!"

દૂર, ભાવિના ગર્ભમાં છુપાયેલ સંતૃપ્તિને નિહાળી લીધાનો સંતોષ, એના મુખકમલ પર સ્મિતની રેખા અંકિત કરી જતો.

બહુ જ વિચાર કર્યા બાદ સુહરા બોલી ઊઠતી: "ભણીગણીને મોટો સાહેબ બનવા તો છોકરો જાય છે! અમારી પાસે ભણવા માટે એટલા પૈસા જ ક્યાં છે?"

ત્યારે સુહરાના બાપુ વચ્ચે બોલવા લાગતા: "પૈસાબૈસા તો આપણને અલ્લા દઈ દેશે, બેટા! આપણે ત્રણેય શહેરમાંની નિશાળેથી સાથે જ પાછા આવીશું. હું સોપારી વેચી લીધા બાદ, રોજ નિશાળના દરવાજા આગળ આવીને ઊભો રહીશ."

બાપુની એ વાત મનમાં જ રહી ગઈ. એવું કાંઈ બન્યું નહીં. સુહરાના બાપુ વરસાદમાં ભીંજાઈ ઘેર આવ્યા અને તાવમાં પટકાયા. બેત્રણ દિવસ સુધી તાવ રહ્યો અને ત્રીજે દહાડે સંધ્યાટાણે તેઓ મરણ પામ્યા. મરણપથારી આગળ મજીદ પણ હતો. એ જોઈ જ રહ્યો: બુઝાઈ ગયેલ દિવેટના ધુમાડાથી કાળી પડી ગયેલી ચીમનીની જેમ એ બે આંખો... પ્રકાશ તથા ઉષ્મા ગુમાવી ચૂકેલ, નિશ્ચેતન બનેલ એ દેહ...

બીજે દહાડે સુહરાના બાપુને દફનાવવામાં આવ્યા. એ સાંજે, હંમેશની જેમ આંબાની છાયામાં સુહરાની રાહ જોતો જોતો મજીદ ઊભો હતો. અસહ્ય દુ:ખના ભારથી ધીમાં ડગ ભરતી ભરતી એ મજીદની પાસે આવી. મજીદે એના ચહેરા પર નજર નાખી કે એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. મજીદ કાંઈ બોલી શક્યો

નહીં. એની આંખોમાંથી વહેતાં આંસુ સુહરાના માથા પર અને સુહરાનાં આંસુ મજીદની છાતી પર પડી વહેવા લાગ્યાં.

એ સમયે અંધકારમાં ડૂબેલ બે નાળિયેરીની ઉપર બીજનો ચાંદ ચમકી રહ્યો હતો.

## 6

મજીદને એના બાપુ શહેરની સ્કૂલમાં દાખલ કરાવવા લઈ જતા હતા એ સુહરાએ પોતાના ઘરને ઉંબરે ઊભા ઊભા જોયું. બંને પાસે છત્રી હતી. મજીદની છત્રી નવી હતી. એનું ખમીસ, લુંગી, ટોપી બધુંયે નવું હતું. ગામડાના રસ્તા પર થઈ દૂર જઈ રહેલા તેઓ દેખાતા બંધ થયા ત્યાં સુધી એ નિહાળતી જ રહી.

એ સાંજે સ્કૂલેથી પાછા ફરીને રોજની જેમ મજીદ આંબાની નીચે હાજર થઈ ગયો. એના હાથમાં નવી ચોપડી હતી. ઉત્કંઠાપૂર્વક દોડી આવેલી સુહરાને એણે ગૌરવ સાથે નવી ચોપડી બતાવી: "આમાં ઘણાં ચિત્રો છે."

સુહરાએ ચોપડી હાથમાં લઈ આમ તેમ પાનાં ફેરવીને જોયા જ કરી. મજીદે બે માઈલ દૂર આવેલા શહેરનાં વિસ્મયકારક દૃશ્યોનું વર્ણન કર્યું. પછી એ પોતાની નિશાળ વિશે કહેવા માંડયો:

"શહેરની વચ્ચોવચ્ચ ધોળાવેલી, નળિયાંવાળી સાત મોટી ઈમારતો છે! એ કાંઈ અહીંની નિશાળ જેવી નહીં, હોં! મોટો બાગ અને એમાં કેટકેટલી જાતના છોડ છે એ તું જાણે છે? એ બધાયનું હું બીજ લઈ આવીશ... પછી રમવા માટે મોટું મેદાન. ઓહ! એ બધુંયે નજરે જોવા જેવું છે." મજીદે આગળ ચલાવ્યું: "કેટકેટલા છોકરા છે એનો તો કોઈ હિસાબ જ નથી અને હેડમાસ્તર — સોનાનાં ચશ્માંવાળો એક જાડિયો! જ્યારે જુઓ ત્યારે એના હાથમાં નેતરની સોટી સળવળ્યા કરતી જ હોય. અને મારા માસ્તર એક આંખે કાણા છે. મારા વર્ગમાં બેંતાળીસ વિદ્યાર્થીઓ છે. એમાં ચૌદ તો છોકરીઓ!..."

અચાનક મજીદ બોલતો અટકી ગયો. એની ચોપડીમાં સુહરાનાં આંસુ...!

"સુહરા!" મજીદે સાદ પાડયો. એના આ આંસુનું કારણ એ સમજી શકયો નહીં: "કેમ રડે છે?" એણે વારંવાર પૂછ્યું.

અંતે સુહરાએ મોં ઊંચું કર્યું અને ધીમા સાદે જવાબ આપ્યો: "મારે પણ ભણવું છે!"

તો એની ભણવાની ઇચ્છા છે, એમ? પરંતુ એનો રસ્તો શો? એણે ખૂબ ચિંતન કર્યું. એના મસ્તકમાં તમરાના રુદનનો અવાજ પડઘા પાડતો હતો. છેવટે એણે એક વચલો માર્ગ શોધી કાઢયો:

"હું જે કાંઈ શીખીશ એ બધુંય સુહરાને કહી આપીશ, બસ?"

આમ ઉપાય ખોળી કાઢી, નક્કી કરી પાછા વળતી વેળા મજીદે એથીયે સારો માર્ગ શોધી કાઢયો. પોતાને ઘેર તો ઘણા પૈસા છે. તો પછી સુહરાને નિશાળે મોકલી ભણાવવામાં વાંધો શો છે? પરંતુ બાપુની આગળ આ વાતની રજૂઆત કરવામાં એ ગભરાતો હતો. કાંઈ વાંધો નહીં. માને જરૂર કહીશ. મજીદે મનોમન નક્કી કરી લીધું.

એ રાતે વાળુ કર્યા બાદ, બેઠા બેઠા બાપુ પાનમાં ચૂનો ચોપડી રહ્યા હતા. મા સોપારી કાતરી રહી હતી. ધડકતા દિલે મજીદે માની બાજુમાં બેસી ધીમા અવાજે કહ્યું: "મા!"

"શું છે, બેટા?" માના અવાજમાં ભારોભાર વાત્સલ્ય નીતરતું હતું.

દબાયેલા અવાજે મજીદે કહ્યું: "આપણે સુહરાને પણ ભણાવીએ તો કેમ?"

થોડી વાર સુધી કોઈ કાંઈ બોલ્યું નહીં. બાપુએ ચૂનો લગાડેલ પાન મોઢામાં ગોઠવી, કાતરેલ સોપારી મોઢામાં મૂકી ચાવવાની શરૂઆત કરી. ત્યાર પછી સોનાની જેમ ઝગારા મારતા પિત્તળના ડબામાંથી ચાંદીની એક ડબી બહાર કાઢી, ઉઘાડી. વાતાવરણમાં રુક્ષ સુગંધ વ્યાપી ગઈ. ડબીમાંથી, ખાંડેલી મસાલાયુક્ત તમાકુ કાઢી, હથેલીમાં મૂકી ફાકડો ભરી લીધો. પાન, સોપારી તથા તમાકુનો ડૂચો મોંમાં એક બાજુ દબાવી, આંગણામાં કયાંય દૂર લગી થૂંકની લાંબી પિચકારી છોડી.

"આમાં થૂંકતા હો તો?" થૂંકદાની આગળ ધકેલતાં મા બોલી ઊઠી: "પેલા છોડના પાન ઉપર એ લોહીનો ભાસ ઊભો કરે છે."

"કોકની માજીના છોડવા!" બાપુએ એની ઠેકડી ઉડાવી અને આરામખુરશીમાં આડા પડયા. દિવસ કરતાં પણ વધારે પ્રકાશ ફેલાવતા ફાનસના અજવાળામાં બાપુના ફલેનલના ખમીસમાંનાં સોનાનાં બટન ચમકવા લાગ્યાં. હવે એમની

ભમ્મર ઉપર ચડી ગઈ. તપખીરિયા રંગના ચામડાની જેમ ચમકતા એમના કપાળમાં કરચલીઓ વળી ગઈ. સોનાની ફ્રેમવાળાં ચશ્માંના ગોળ કાચમાંથી બાપાએ વેધક નજરે જોઈ, મજીદ વિશે પોતાનો મત જાહેર કર્યો :

"અલી, આ નાલાયકને અહીંથી બીજે ક્યાંય પણ જવા દે. ભલે એક વાર એ આખી દુનિયામાં ભટકી ભટકીને પાછો આવે. એને ભાન તો થાય કે આપણા જેવા લોકો કેવી જિંદગી વિતાવે છે. એને જરા શીખવા દે. સમજી કે નહીં?"

"લો! ફરી પાછું શરૂ થઈ ગયું. મારાથી જરાક અમથું કાંઈ બોલાઈ ગયું કે તરત જ બકવા માંડશે — નીકળ બહાર. ગામ છોડીને જતો રહે. તમે હંમેશાં આવું કેમ બોલતા હશો?"

"અલી, તું જાણે છે? આનામાં અક્કલનો છાંટો નથી!"

"જાણે બીજાઓમાં ખૂબ અક્કલ ભરી પડી છે!"

માએ ટોણો માર્યો. બાપુ એને છોડે કે!

"અલી, આનામાં જે બુદ્ધિ છે તે તારી બુદ્ધિ છે. સમજી કે નહીં?"

"વાહ! હવે મારી બુદ્ધિ બગડી ગઈ છે! પરવરદિગારની મહેરબાની!"

"હાસ્તો, એમ ના હોત તો આને આવું કાંઈ સૂઝત ખરું કે? મારા નાના ભાઈઓના બધા મળીને છવ્વીસ છોકરાઓ અને તારાં ભાઈબહેનોના કુલ્લે મળીને એકતાળીસ. આ બધાય અહીં આવી ખાઈપીને લહેર કરે છે ત્યારે હું કાંઈ કહેતાં કાંઈ કહું છું કે? નહીં જ."

"ઓહ મારા અલ્લા! આ તે વળી કેવી જાતની વાતો કાઢી છે?"

"અલી! તું હજાર અલ્લાને બોલાવીશ તો શું તારામાં અક્કલ આવી જશે શું? નહીં જ. હું જે કાંઈ બોલું છું એ કાંઈ તને સમજાય છે કે? નહીં જ."

"તો પછી હવે લખી બતાવો." લખતાંવાંચતાં તો આવડતું નહોતું. છતાં મા બોલી.

આ સાંભળી બાપુ ખડખડાટ હસી પડયા. માના સફેદ પોલકામાં થૂંકના લાલ લાલ છાંટણા છંટાયા.

"હવે જા અહીંથી." બાપુએ આજ્ઞા કરી, "જઈને તારું પોલકું બદલી આવ. સમજી કે નહીં?"

મા ગઈ અને તરત જ પોલકું બદલીને પાછી આવી. બાપુએ આગળ ચલાવ્યું :

"લખી બતાવો! લો બોલી. તારા બાપા ક્યારેય વળી લખતાંવાંચતાં શીખ્યા હતા કે? નહીં જ. તારા ભાઈઓમાંથી કોઈ કહેતાં કોઈ ભણ્યું છે કે? નહીં જ."

વાત આટલી હદે આગળ વધ્યા પછી મા એમ કાંઈ મૂકી દે ખરી? એ બોલી ઊઠી: "અને તમારા બધાય જાણે બહુ જ ભણ્યા છે!"

કેટલીક પળો સુધી બાપુએ આનો જવાબ ના વાળ્યો. બાપુ ભણ્યા નહોતા, બાપુના બાપુ તથા મા લખતાંવાંચતાં શીખ્યાં નહોતાં. એ વાતની અત્યારે યાદ દેવડાવતાં બાપુનો ગુસ્સો ભભૂકી ઊઠયો:

"ચૂપ, હવે વધુ કાંઈ બોલીશ તો," બાપુએ ગર્જીને કહ્યું: "લાત મારી મારીને તારો ખુરદો કરી નાખીશ. સમજી કે નહીં?"

માએ આનો વળતો જવાબ આપ્યો હોત તો તરત જ મોટો ઝઘડો થવાનો સંભવ હતો. પાનના ડબ્બાનો ફળિયામાં ઘા કરી બેસત. માને તથા મજીદને ઢીબી નાખત. મજીદની બહેનોને પણ માર્યા વિના મૂકત નહીં. એટલેથી બાપુને શાંતિ ના વળત. તેઓ મજીદના વાવેલા તમામ છોડને ઉખેડીને ફેંકી દેત... આથી માએ મૌન સેવવાનું ઉચિત માન્યું. આ ચુપકીદી પણ બાપુ માટે અસહ્ય નીવડી: "કેમ રે, અલી! તારી જીભ સિવાઈ ગઈ કે શું?"

માએ અત્યંત શાંત ભાવે પૂછ્યું: "આવું બધુંય શા માટે પૂછતા હશો? મજીદ તો નાદાન કહેવાય. એણે કાંઈ પૂછ્યું એમાં થયું શું? અલ્લા તથા પૂર્વજોની દુઆથી આપણી પાસે બે પૈસા છે. અને સુહરાના બાપુ હમણાં જ મરી ગયા હોઈ એ લોકોનું હવે કોઈ રહ્યું નથી. આવી વિકટ પરિસ્થિતિમાં આપણે સુહરાને ભણાવીએ તો એમાં ખોટું પણ શું છે?"

મજીદ ઉત્કંઠાપૂર્વક બાપુના જવાબની પ્રતીક્ષા કરી રહ્યો હતો. માના ગળા તથા કાનમાં પહેરેલ ઘરેણાં ચમકવાં લાગ્યાં.

"હા, હા. આપણી પાસે ખૂબ પૈસા છે. એ શું તારા બાપે કમાઈ આપેલા છે કે તેં દાયજામાં લાવેલા છે?"

"થયું. ચાલુ થઈ ગયું દાયજાપુરાણ! જાણે કેમ પરણીને ખાલી હાથે આવ્યા હોય? ગણીને રોકડા હજાર રૂપિયા હાથમાં નહોતા મૂકયા? ઉપરાંત ગળું, કાન, હાથ, પગ, કમર એ બધાંયમાં લાદી લાદીને કેટલા તોલા સોનું આપ્યું હતું? એ બધુંય ભૂલી ગયા કે શું?"

"વાહ રે વાહ!" બાપુએ મૂછ પર તાવ દેતાં દેતાં વ્યંગમાં કહ્યું: "એના સડેલા હજાર રૂપિયા! અલી, તારા વજન જેટલા રૂપિયા જોખીને આપેને તોય તારા જેવી અક્કલ વિનાની સ્ત્રીને કોઈ પરણે કે?—નહીં જ."

"તો હવે જાઓ અને કોઈ અક્કલવાળીને પરણી લાવો."

"હા, હા, પરણી લાવીશ, જરૂર, મારા જેવા મરદ માનવીને હજાર તો શું, દસ હજાર આપવાવાળા લોકો પડયા છે. સમજી કે નહીં?"

મા નિરુત્તર રહી, બાપુ ધારે તો કેટલીયે સ્રીઓને પરણી શકે તેમ હતું: માના મૌને બાપુના ગુસ્સાને ઓર વધારી મૂકયો.

"બેગમ કહે છે એ સાંભળ્યું? આપણી પાસે ખૂબ પૈસા છે?"

બાપુએ એવા મર્મમાં કહ્યું હતું કે પોતાની પાસે રાતી પાઈ પણ નહોતી. પરંતુ સાચી પરિસ્થિતિથી મજીદ અજાણ નહોતો. એ જાણતો હતો કે ગામમાં સૌથી વધારે પૈસાપાત્ર વ્યક્તિ એના બાપુ જ હતા. અક્કેક વાર નાળિયેરનો ફાલ ઉતારવામાં આવતો ત્યારે એનો નાનો શો ડુંગર ખડકાઈ જતો. એક વારની કાપણીમાંથી જે કાંઈ ડાંગર આવતી એ ભરવા માટે જગ્યા ઓછી પડતી. આ ઉપરાંત ઇમારતી લાકડાંના વેપારમાં અઢળક નફો મળ્યા કરતો હતો. એક વાર તો લાકડાં વેચીને, એમાંથી ઊપજેલ પૈસામાંથી સોનાની ગીનીઓ જ લાવ્યા હતા. બધી ગીનીઓનો એક સફેદ કાગળમાં ઢગલો કરી, ફાનસના અજવાળામાં ગણી ગણીને થેલીઓ બાંધી લોખંડની પેટીમાં મૂકી તાળું વાસી દીધું હતું. તાળું મારવાની પહેલાં મજીદ ગીનીઓને હાથમાં લઈ થોડીક પળો સુધી રમ્યો હતો. એનો સોનેરી રંગ તથા મધુર અવાજ હજુ સુધી મજીદ ભૂલી શકયો નહોતો! આવડા મોટા ધનવાન પિતા એક ગરીબ છોકરીને ભણાવી ના શકે શું?

માએ ધીમા અવાજે કહ્યું: "નથી એવું તો કહેશો જ નહીં. આપણી પાસે છે જ તો વળી. આ ગામમાં સૌથી વધુ મિલકત આપણી પાસે નથી શું? મજીદને ભણાવવા માટે જેટલો ખર્ચ થશે એથી વધારે સુહરાનો ખર્ચ નહીં જ આવેને?"

બાપુને ગુસ્સો આવ્યો:

"જો અલી, તારામાં બુદ્ધિ નથી એમ હું કહું છું એ તને સમજાય છે કે નહીં? તારા તેમ જ મારા લોહીની સગાઈ ધરાવનારા કેટલા છે એનું તને ભાન છે કે નહીં? છવ્વીસ અને એકતાળીસ કેટલા થાય?"

"કેટલા થાય મજીદ?" માએ એ સવાલ મજીદને પૂછયો.

મજીદનું મગજ પરસેવાથી રેબઝેબ થઈ ગયું હતું. એ કાગળ તથા પેન્સિલ લેવા દોડયો.

સૌથી વધારે ઠેકડી ઉડાવતું હાસ્ય બાપુ હસ્યા: "જોઈ લે, તારી અક્કલનું સંતાન! જો જાય છે!"

કાગળ તથા પેન્સિલ લઈને મજીદ પાછો આવ્યો. છવ્વીસની નીચે એક-તાળીસનો આંકડો લખી, પરસેવાથી તરબોળ બનેલ મજીદ સરવાળો મારવા લાગ્યો.

ત્યાં હસતા હસતા બાપુ બોલી ઊઠયા: "સડસઠ!"

એવામાં તો મજીદે સરવાળો કરી લીધો હતો: "બરાબર છે, સડસઠ." એણે સંમતિ દર્શાવી અને બાપુ ગર્જી ઊઠયા: "ચાલવા માંડ, અહીંથી."

"સાંભળ, અલી!" બાપુ હવે મા તરફ ફર્યા: "એ સુહરા છે ને, સારી છોકરી છે. હોશિયાર પણ છે. આમ છતાં આપણે એને એકને ભણાવીએ તો બીજા સડસઠને પણ ભણાવવા પડે. હવે તું જ કહે, આપણી પાસે એટલા બધા પૈસા છે કે?"

મા કાંઈ બોલી નહીં.

"એ હજુ સુધી ગયો નથી શું?" મજીદને ત્યાં ઊભેલો જોઈ બાપુ બરાડી ઊઠયા: "ચાલતો થા અહીંથી."

નિરાશ બની મજીદ ચાલ્યો ગયો. બારી આગળ ઊભા રહી, અંધકારને ભેદતી એક નજર એણે સુહરાના ઘર તરફ ફેંકી. બંને હાથમાં મોઢું ટેકવી ઘાસલેટના દીવાની વાટને તાકતી, ચિંતનમાં ડૂબી ગયેલી સુહરા, વરંડામાં બેઠી હતી.

## 7

સુહરાનું જીવન કોઈ પણ જાતના ઉદ્દેશ વિના આગળ વધતું જતું હતું. મોટા ભાગે એ મજીદને ત્યાં જ રહેતી. ત્યાં સહુ કોઈ એને ચાહતા હતા. આમ છતાં એના મુખ પર હંમેશાં વિષાદની ઘેરી છાયા છવાયેલી રહેતી. મજીદની મા એને વારંવાર કહ્યા કરતી કે ભલે ને ગમે તે કારણ હોય, પણ દુ:ખી ન રહેવું જોઈએ.

"મને કોઈ વાતનું દુ:ખ નથી." મંદ સ્મિત વેરતી સુહરા કહેતી. છતાંયે એના અવાજમાં છુપાયેલ વિષાદને એ ભૂંસી શકતી નહોતી. આથી મજીદ પણ વ્યથિત રહ્યા કરતો.

એ કહેતો: "સુહરાનું પહેલાંના જેવું હાસ્ય નિહાળવા માટે હું તલસું છું."

"કેમ? હું પહેલાના જેવું નથી હસતી શું?" એ સામો સવાલ કરતી.

"ના. આ સ્મિતમાં જાણે અશ્રુબિંદુઓ હોય એમ—"

"ઓહ! એ તો હું મોટી થઈ ગઈને, એને લીધે હશે." થોડી વાર પછી એ પૂર્તિ કરતી: "આપણે મોટાં નહોતું થવું જોઈતું."

મોટા થવાથી જ શું દુ:ખ અને ઇચ્છાઓ જન્મ્યાં હશે?

તેઓ બાળકો હતાં. કોઈ પણ જાતની ખબર વિના જ મોટાં થઈ ગયાં. સુહરાની છાતી તથા કેશકલાપ વિસ્તાર પામ્યા. મજીદના મુખ પર આછી મૂછો દેખાવા લાગી. એ યુવાન બન્યો!

હંમેશાં સુહરાને પોતાના ભાવિ વિશે અનેક જાતની શંકાકુશંકા રહ્યા કરતી. નાની બહેન, મા તથા પોતે અનાથ બન્યાં હતાં. પિતાના મરણ પછી એ કુટુંબની જવાબદારી એના શિરે આવી હતી.

એની ઉંમર સોળ વર્ષની જ હતી. છતાં કુટુંબના ભરણપોષણનું કાર્ય એનું બની ગયું હતું. મજીદની મા તરફથી મળતી મદદ પર કેટલા દિવસ સુધી નિર્ભર રહેવું રહ્યું? બીજાના ઉપકારના બોજા હેઠળ દબાઈ રહેવું કે? એ ઘરમાં મજીદ એકલો જ હોત તો કદાચ એને આટલું સાલત નહીં.

મજીદના બાપુ, બા કે બહેનો જોડે સુહરાને કોઈ જાતનો વિખવાદ નહોતો. છતાંય મજીદ પ્રત્યે જે લાગણી હતી એ બીજા કોઈ પ્રત્યે નહોતી. મજીદ એની નજર સામે હતો ત્યારે એને કાંઈ થતું નહીં. પરંતુ એની ગેરહાજરીમાં એ અકળાઈ ઊઠતી. સવારે નિશાળે જતો મજીદ સાંજે પાછો ફરતો નહીં ત્યાં લગી એ એક જાતનો ભય સેવ્યા કરતી હતી. મજીદ સહેજ બીમાર પડતો કે એની ઊંઘ ઊડી જતી. એ ચોવીસ કલાક એની પાસે બેસી રહેવા માટે ઝંખ્યા કરતી હતી. રાત અને દિવસ એ મજીદની સારવાર કરવા ઇચ્છતી હતી.

એવામાં એની અભિલાષાને મૂર્તિમંત કરતો એક બનાવ બની ગયો. મજીદના જમણા પગના તળિયામાં કોઈ ઝેરી પથ્થર વાગ્યો. શહેરની સ્કૂલમાં દાખલ થયે ચોથું વર્ષ હતું. સ્કૂલેથી પાછા ફરતાં એના પગમાં કળતર થવા લાગ્યું. લંગડાતા પગે એ જેમ તેમ ઘેર પહોંચ્યો. બીજા દિવસે જમણા પગનું તળિયું પાકી ગયું હતું. સમગ્ર દેહમાં ચરચરાટ તથા પારાવાર વેદના થવા લાગી. મજીદ પલંગમાં પડ્યો પડ્યો કણસ્યા કરતો હતો. પગનો ફોલ્લો ફૂટી જશે કે દર્દ ઓછું થઈ જશે એમ સહુ કોઈ કહેવા લાગ્યું. પણ એની નજીક કોઈ જતું કે મજીદ મોટેથી રડી પડતો હતો. ત્યાં ફોલ્લો ફોડવાની વાત જ ક્યાં કરવી?

મજીદની આજુબાજુ જ્યારે જુઓ ત્યારે લોકો એને ઘેરી વળેલા જ રહેતા. ખબરઅંતર પૂછવા આવતા લોકો ના હોય એવી કોઈ તક સાંપડતી કે સુહરા મજીદની ઓરડીમાં ઘૂસી જઈ એના પગ આગળ બેસી, ફોલ્લાને ફૂંક મારવા મંડી પડતી. પાકા મોટા જમરૂખની જેમ તળિયામાં પીળા રંગનો ફોલ્લો ચમકતો હતો. મજીદને માટે એનો દુખાવો અસહ્ય બની ગયો હતો.

"સુહરા! હું હવે મરી જઈશ." અસહ્ય યાતનાથી મજીદ રડી પડયો.

મજીદનું દુ:ખ ઓછું થાય એ માટે શું કરવું જોઈએ? સુહરાને કાંઈ સમજ પડતી નહોતી. એને પણ રડવું આવી ગયું. એણે મજીદના જમણા પગનું તળિયું પોતાના ગાલ સાથે જોડી દીધું!

બીજી જ પળે સુહરાએ મજીદના જમણા પગના તળિયાને ગાઢ રીતે ચૂમી લીધું!

પહેલું ચુંબન!...

એ ઊભી થઈ. મજીદના ધગધગતા કપોલપ્રદેશ પર હાથ ફેરવતાં ફેરવતાં એના મુખ પર નમી પડી. બાંધી રાખેલા એના વાળ છૂટા થઈને મજીદની છાતી પર ફેલાઈ ગયા. એનો ઊંડો નિશ્વાસ મજીદના મુખને સ્પર્શવા લાગ્યો. વીજળીની કોઈ શક્તિ એની નસેનસને કંપાવી રહી હતી. લોહચુંબક તરફ ખેંચાતા લોઢાની જેમ, મજીદનો ચહેરો ઉપર ખેંચાયો અને એના બંને હાથ સુહરાના ગળાને વીંટળાઈ વળ્યા. એણે સુહરાને હૈયા સરસી ચાંપી દીધી.

"સુહરા ...!"

"મારા ...!"

સુહરાના રતૂમડા ઓષ્ઠદ્વય મજીદના અધરોમાં ચંપાયા. જીવનના આરંભથી જ અસ્તિત્વ ધરાવતા હોવા છતાં આજે પ્રથમ વાર જાગ્રત બનેલ વિકારને વશ બની બંને એકમેકને વળગી પડયાં. પરસ્પર હજારો ચુંબનોની આપલે થઈ. આંખ, કપાળ, ગાલ, ગળું, છાતી ... ચુંબનોથી ભીંજાઈ ગયાં. બંનેના દેહમાં જાણે વીજળી પસાર થઈ ગઈ. સુખદાયક તંદ્રા અને નૂતન આશ્વાસન. કાંઈક અદ્‌ભુત બની ગયું! એ શું?

"ફોડલો ફૂટી ગયો!" મંદ સ્મિત વેરતી સુહરાએ જાણે દિવ્ય સંગીતના સૂર છેડયા!

મજીદ બેઠો થયો. આશ્ચર્ય! ખરેખર ફોલ્લો ફૂટી ગયો હતો. લજ્જાથી લચી પડેલા સુહરાના પ્રેમનીતરતા મુખ તરફ મજીદે મીઠી નજર નાખી. પરવાળા જેવા એ ઓષ્ઠોનું માધુર્ય તથા પ્રથમ ચુંબનની માદકતા!

સુહરાએ ચૂમેલ જમણા પગના તળિયામાં ગજબની ઠંડક જણાતી હતી...

એ રાતે સુહરા ઊંઘી શકી નહીં. સઘળુંય ગરમ થઈ ગયું અને ઓગળી ગયું.

સુહરાની જિંદગીને એક ધ્યેય સાંપડ્યું, એક લક્ષ્ય નક્કી થયું. પરંતુ એની સફળતા અંગે વિચાર કરતાં એ ગભરાઈ ઊઠતી હતી.

આશ્ચર્યકારક અનિશ્ચિત હાલતમાં એના દિવસો વીતવા લાગ્યા.

# 8

સુહરા મજીદને ચાહે છે. મજીદ પણ સુહરાને ચાહે છે. બંનેને આની જાણ પણ છે. સ્નેહવલયની વચ્ચે હતો મજીદ. છતાં પણ ઊર્જસ્વી ચિંતનસરણી તથા ઉત્કૃષ્ટ આદર્શો મજીદને દોરવણી આપતા હતા. એ સ્વાભિમાનનું સત્ત્વ હતો. એ પોતાની જાતને શું શું સમજી બેઠો હતો! એનું જીવન એના પિતાની દુનિયામાં નહોતું. ઘર કે કુટુંબ વિશે એને કોઈ જાતની ખબર નહોતી. પોતાના અબ્બા જોડે વાતચીત કરતાંય એ ગભરાતો હતો.

અબ્બા કોઈનીય રજા લીધા વિના, સ્વેચ્છાધિપતિની જેમ પોતાનું ધાર્યું જ કરતા. મજીદને કોઈ પણ ચીજની જરૂર હોય તો માની પાસેથી માગી લેતો હતો. બાપુનો અવાજ કાને પડતાં જ મજીદના દિલમાં વિરોધની નીરવ ગર્જના ઊઠી આવતી. કોના પ્રત્યે વિરોધ? એની તો મજીદને પોતાને પણ ખબર નહોતી. શું તેઓ એક સારા પિતા ન હતા? મજીદને માટે સર્વ કાંઈ કરી છૂટતા નથી? તો પછી એક પિતા તરીકે એમનામાં શી ઊણપ હતી?

પોતાના પિતા કરતાં મજીદને વધારે પ્રેમ તથા આદરભાવ સુહરાના પિતા તરફ હતો. સુહરા પોતાના બાપુથી કદી ગભરાતી નહીં. બાપુની વાત આવતાં જ એની આંખો ભરાઈ આવતી. પણ જો મજીદના પિતા મૃત્યુ પામે તો મજીદ પણ રડશે? અગર મા ચાલી જાય તો મજીદને અવશ્ય રડવું આવે.

ગમે તે કારણ હોય, મજીદને ઘરમાં રહેવું મુદ્દલ ગમતું નહોતું. મોટા ભાગે ઘરની બહાર અથવા પોતાની ઓરડીમાં એ સમય પસાર કરતો. આમ વખત વહેતો હતો. એવામાં એક બનાવ બની ગયો.

એ સમયે મજીદ શહેરની સ્કૂલમાં, છેલ્લા વર્ગ કરતાં એક કલાસ પાછળ હતો. કાપણીની શરૂઆત થઈ ચૂકી હતી. ગરમી અસહ્ય હતી અને રોજા ચાલતા હતા. પાણીનું એક ટીપું પીધા વિના, થૂંક સુધ્ધાં ગળેથી ઉતાર્યા વિના બાપુ ઉપવાસ કરતા હતા. પરંતુ આવી પરિસ્થિતિમાંય બાપુ નાનીઅમથી વાતમાં ઊકળી પડતા.

એક દિવસ સવારે ખેતરે જતાં પહેલાં બાપુએ મજીદને કહ્યું : "લણી લીધેલી ડાંગર સૂકવી નાખી છે. એ બધીય હોડીમાં ભરી લઈ આવવાની છે. સાથે આપણું કોઈ માણસ નહીં હોય તો હોડીવાળા અધવચ્ચે કયાંક વેચી મારશે. તું રોજા રાખતો નથી, તો નિશાળેથી આવીને તરત જ ખેતરમાં આવી પહોંચજે. આવીશ કે નહીં?"

"આવીશ." મજીદે જવાબ આપ્યો.

પરંતુ મજીદ ગયો નહીં. હંમેશની આદત મુજબ નિશાળેથી પાછા ફર્યા બાદ એ નાહવા ગયો. સાંજે રોજા તોડવાનો સમય થયો કે બાપુને નહીં જોવાથી અચાનક એને બાપુની વાત યાદ આવી. રાતે મોડેથી બાપુ ઘેર આવ્યા. મજીદને જોતાંવેંત બાપુ ગરજી ઊઠયા અને ક્રોધના આવેશમાં જોરથી એના ગાલ પર તમાચો મારી દીધો. મજીદ તમ્મર ખાઈ ગયો. એના મગજમાં તમરાં ઊડવા લાગ્યાં. બાપુએ ફરી પાછો એને ખૂબ ફટકાર્યો.

"કાં તો તું સુધરવો જોઈએ, કાં તો મરવો જોઈએ. સમજ્યો કે નહીં?"

મારવાનો અવાજ સાંભળી મા અંદરથી દોડી આવી અને મજીદને વળગી પડી.

"હવે બસ કરો. એની સમજમાં આવે એટલું તો માર્યુંને?"

"તું ચાલી જા, અહીંથી." બાપુ મોટા અવાજે બોલી ઊઠયા : "સાંભળ્યું કે નહીં?" અને પછી તો બાપુએ માને પણ ખૂબ મારી. રોતી કકળતી આવેલી બહેનોને પણ બાપુએ મૂકી નહીં. ઘરનાં બારણાં તોડી નાખ્યાં. ઘા કરી કરીને વાસણો પણ ફોડી નાખ્યાં.

આ દરમિયાન મજીદ સ્તબ્ધ બની ઊભો હતો.

"ચાલ્યો જા અહીંથી. ઘરની બહાર નીકળી, દુનિયા જોઈ આવ. કાંઈ શીખીને આવ, જા. સમજ્યો કે નહીં?" ગરજતાં ગરજતાં બાપુએ મજીદને બોચીએથી પકડી આંગણામાં હડસેલ્યો. મજીદ ગોથું ખાઈ ઊંધો પડી ગયો. એના હોઠ ફાટી ગયા અને લોહી વહેવા લાગ્યું. એ ઊભો થયો કે ફરી બાપુ ગાજી ઊઠયા :

"મારા ઘરમાંથી બહાર નીકળ, જા."

બાપુની એ ત્રાડ મજીદને દુનિયાના બીજા છેડા સુધી દોડાવવા માટે પૂરતી હતી.

મજીદે ત્યાંથી ચાલવા માંડયું. ઝાંપા આગળ જઈને એ બેઠો. એ રડી શકયો નહીં. એની આંખોમાં આંસુનું એક ટીપું સુધ્ધાં રહ્યું નહોતું. એના દિલમાં તીવ્ર વિરોધનો વંટોળ ઊમટયો હતો. બે મીઠા શબ્દો કહેવા કે સાંત્વના આપવા કોઈ આગળ થતું નહોતું.

ઘરમાં ગજબની નીરવતા વરતાતી હતી. ફાનસ ઉજ્જવળ પ્રકાશ ફેલાવતું બળી રહ્યું હતું. છતાં પણ કોઈ જાતની હિલચાલ નહોતી. એવું લાગતું હતું કે ઘરમાં કોઈનું મૃત્યુ થયું હોય.

આ વિશાળ દુનિયામાં એ એકલો પડી ગયો હતો. ગામ તેમ જ ઘરબાર છોડી જતા રહેવાનું એણે નક્કી કર્યું. પરંતુ જવું કયાં? પાસે એક પાઈ સુધ્ધાં નહોતી. એકમાત્ર પોતાનો દેહ હતો એની પાસે. કાંઈ વાંધો નહીં. જીવીશ જ. જવાન છું ને, પછી ચિંતા શાની?

મજીદ ચાલ્યો ગયો.

પહેલાં તો એ સુહરાના ઘર ભણી ડગ ભરવા લાગ્યો. હમેશના મિલન-સ્થાન—આંબાની છાયા—માં, અંધકારની એકલતામાં એ ઊભો રહ્યો.

દૂર સુહરાનો સુમધુર સ્વર ગુંજી રહ્યો હતો. ઘાસલેટના દીવાની આગળ બેસીને એ કુરાને શરીફ વાંચી રહી હતી. વચ્ચે એણે મસ્તક ઊંચું કરી આંબા તરફ નજર નાખી. પછી જાણે કાંઈ સાંભળવા મથતી હોય એ રીતે એની આંખો નિશ્ચલ બની ગઈ. એના સોનેરી ગાલ ચમકી ઊઠયા! ચૂંટી ખણતાં જ લોહીની ટશર ફૂટી નીકળે એવા એના હોઠ ઊઘડયા.

કેટલીક પળ સુધી એ એમ જ બેસી રહી. પછી પુનઃ વાંચવા માંડયું.

"સુહરા!" મજીદે સાદ પાડયો. પરંતુ એના હોઠ તો ભિડાયેલા જ હતા. એ અવાજ એના હૃદયનો પડઘો હતો. એને મન થયું કે મોટેથી બોલાવે. કાંઈ નહીં તો છેલ્લે છેલ્લે એની રજા લઈ લે. ના, નહીં. એ ગાંડાની જેમ આગળ ચાલવા લાગ્યો. ગામને પાછળ મૂકી દીધું. શહેર પણ વટાવ્યું. પછી તો જંગલ, પર્વતો, નગરો વગેરે પાછળ મૂકી, એ ચાલ્યો ગયો. મજીદ ગયો...

સાત વર્ષ સુધી એ ફરતો જ રહ્યો. લાંબાં સાત વર્ષ! એ સમય દરમ્યાન, એને ઘેર શુંનું શું બની ગયું, સુહરાના જીવનમાં શું પરિવર્તન આવ્યું એ વિશે મજીદને કાંઈ જ ખબર ના પડી. એણે કોઈને પત્રો લખ્યા નહોતા. પોતાને

કાંઈ જાણવાની ઇચ્છા નહોતી એટલા માટે નહીં. પરંતુ અમસ્તા જ. લખ્યા નહીં એટલું જ. કદાચ, ઘેરથી કોઈ એની તપાસ કરતું આવી ચડે તો?

એ ખૂબ રખડયો. એ પણ કેવી કેવી રીતે? પગે ચાલીને, વાહનોમાં બેસીને, ભિખારીઓનો મિત્ર બની, ગોસાંઈઓનો સાથી બની, સંન્યાસીઓનો શિષ્ય બની, હોટેલમાં નોકરી કરી, ઑફિસમાં કારકુની કરી, રાષ્ટ્રીય ચળવળકારીઓની સાથે ફરી, ધનવાનોનો મહેમાન બની—આમ કેટકેટલી સ્થિતિમાં એણે જીવન ગુજાર્યું. ભિન્ન ભિન્ન ધર્મના માનવીઓ જોડે એનો પરિચય પણ થયો.

એ સમયે મજીદને પૈસા કમાવાની લેશમાત્ર ઇચ્છા નહોતી. જે કાંઈ સુખ-સગવડ અથવા લાગવગ પ્રાપ્ય હતી એનો કદી પણ એણે લાભ ઉઠાવ્યો ન હતો. જોવું અને જાણવું એ જ એનું ચરમ લક્ષ્ય હતું.

મજીદે શું શું જોયું? નાનાં નાનાં ગામડાંઓ, મોટાં મોટાં શહેરો, નાનાં ઝરણાં અને મોટી નદીઓ, નાની ટેકરીઓ તથા મોટા પહાડોની હારમાળા, માટીથી ભરેલાં ખેતરો, અને સફેદ રેતીથી ભરેલી વિશાળ રણભૂમિ... આવું તો કેટકેટલુંયે નિહાળ્યું. આમ પોતાના ઘરથી એ હજારો માઈલ દૂર ગયો. શું જોવા માટે? શું સાંભળવા માટે?

એને તમામ સ્થળે એક જ સરખા માણસો જોવા મળ્યા. તફાવત એટલો જ હતો કે તેઓની ભાષા તેમ જ પહેરવેશ ભિન્ન હતાં. બધાંય સ્ત્રી તથા પુરુષો જ હતાં, જન્મી, મોટાં થઈ એકબીજા સાથે મળી વંશવૃદ્ધિ કરી અંતે તો મરી જતાં હતાં એટલું જ. જન્મ તથા મરણની વચ્ચે રહેલ કઠિન યાતના દરેક સ્થળે અસ્તિત્વ ધરાવતી હતી. મૃત્યુની સાથે એનો અંત આવે છે શું? આમ વિષાદગ્રસ્ત બની મજીદ ગામમાં પાછો ફર્યો. શા માટે? સુહરા સાથે લગ્ન કરી, શેષ જિંદગી શાંતિથી વિતાવવા માટે સ્તો.

પરંતુ ગામમાં સ્તબ્ધ કરી નાખતી કેટલીક ઘટનાઓએ મજીદનો સામનો કર્યો!

વેપારધંધામાં ઉપરાઉપરી ખોટ જવાથી અથવા ગામમાં એક પુલ બાંધવા માટે સરકારમાં કરેલી એક અરજીમાં મોટી રકમનો ઉપાડ કરેલ એક ઓળખીતાના દસ્તાવેજમાં સહી કરવાથી બાપુની સઘળી મિલકત કરજમાં ડૂબી ગઈ... રહેવાનું મકાન સુધ્ધાં ગીરવે મુકાઈ ગયું હતું. મા તથા બાપ બંને અકાળે વૃદ્ધ બની ગયાં હતાં. બંને બહેનો પરણવાની ઉંમર વટાવી ચૂકી હતી. આ બધાંયથી વિશેષ તો સુહરાનાં લગ્ન થઈ ગયાં હતાં! એ પણ મજીદ ગામમાં પાછો ફર્યો એનાથી એક વર્ષ પહેલાં જ. શહેરમાં કયાંક રહેતો એક કસાઈ સુહરાનો પતિ બન્યો હતો.

સુહરા મજીદની રાહ જોઈ શકી નહીં. એ પરણી ગઈ હતી. મજીદે માન્યું કે દુનિયા સ્વાર્થથી ભરેલી છે.

ગમે તે હો, ગામવાળા મજીદને મળવા આવવા લાગ્યા. ચારપાંચ મજૂરોને એની પેટીઓ, બિસ્તરો વગેરે ઊંચકી ઘેર લઈ જતા જોઈ લોકોએ માની લીધું કે મજીદ ખૂબ કમાઈને આવ્યો છે. પરંતુ એ પેટીપટારામાં હતું શું? કેટકેટલા દળદાર ગ્રંથો તથા દસ રૂપિયાની એક કરંસી નોટ!

શરૂશરૂમાં મજીદને ઠેકઠેકાણેથી જમવાનાં નોતરાં મળવાં લાગ્યાં. અક્કેક ઘરમાં બેત્રણ વાર એ મહેમાન બની જતો હતો. એનું પેટ ભરાઈ જતું તોયે લોકો આગ્રહ કરી, પરાણે ખવડાવતા હતા. પરંતુ એક મહિનો વીતી ગયો કે લોકોને સત્ય સમજાઈ ગયું : ગરીબીમાં સબડતા એ કુટુંબનો ગરીબ સભ્ય હતો, મજીદ! એક નંબરનો નાદાર!

"શા માટે એ પાછો આવ્યો?" ગ્રામવાસીઓને મૂંઝવતો એક પ્રશ્ન હતો. "સાત વર્ષે પાછો ફર્યો અને એ પણ ખાલી હાથે!"

નિંદાભરી નજર તથા મર્માળ વાકચોનો મજીદ પર વરસાદ વરસવા લાગ્યો. ત્યાર પછી એ કારણથી એણે ઘરની બહાર નીકળવાનું બંધ કર્યું. જ્યારે જુઓ ત્યારે એ પોતાની પહેલાંની ઓરડીમાં જ પડયો રહેતો હતો. એ ઓરડી સાથે કેટકેટલી ઘટનાઓ સંકળાયેલી હતી! વિદ્યાર્થીકાળમાં એ ઓરડીમાં રહેતો હતો. એની સુન્નતક્રિયા પણ આ ઓરડીમાં જ થઈ હતી. પગમાં ફોલ્લો થયો હતો ત્યારે પણ એ અહીં જ સૂતો હતો. હવે ત્યાં એક જૂનીપુરાણી આરામ-ખુરશીમાં આડો પડીને એ બહાર નજર ફેરવતો હતો.

ઘરમાં પૂરતા પ્રમાણમાં ખાવા મળતું નહોતું. એની બહેનો નાળિયેરનાં છોડાં કૂટી, એમાંથી બનતા રેસામાંથી રસ્સી બનાવી આપતી. બાપુ એ બજારમાં લઈ જઈ વેચી, એમાંથી જે કાંઈ મળતું એ ખરીદી ઘેર પાછા ફરતા. એમાંથીય મોટો હિસ્સો મજીદને આપી, દયાર્દ્રભાવે મા કહેતી :

"પાછો આવ્યો ત્યારે મારો દીકરો પહેલાં કરતાંય દૂબળો પડી ગયો. તું જાણે છે, દીકરા, તને કેવી રીતે ઉછેર્યો હતો? તારો વાન ઝાંખો હોવાથી, દૂધમાં સોનું ઘસીને ખૂબ પાયું હતું, મારા બેટા!"

હતાશ બની, મજીદ એમ જ બેસી રહેતો. એ કરે પણ શું? પાસે ફૂટી કોડીય નહોતી. પૈસા મળવાનો કોઈ રસ્તો પણ નહોતો. વળી એને મદદ કરવા-વાળું પણ કોઈ નહોતું.

દિવસો વીતતા ગયા તેમ મજીદ સુકાતો ચાલ્યો. મનને પ્રફુલ્લિત બનાવતું કોઈ કામ ન હોવાથી, એણે ફરી પાછો બાગ બનાવ્યો. આ વખતે બધુંય એકલા હાથે જ કર્યું.

આંગણાની વચ્ચોવચ્ચ સફેદ રેતી પાથરી એની ચોમેર છોડ રોપ્યા, સુહરાએ રોપેલ જબાકુસુમનો છોડ હવે તો મોટું વૃક્ષ બની ગયો હતો. મજીદ આવ્યો ત્યારે એમાં લાલ ફૂલ ખીલ્યાં હતાં — જાણે લીલા પાનમાં કોઈએ લોહીનાં છાંટણાં ના છાંટયાં હોય! લાલ લાલ ફૂલ! એ ક્યારેય ઝાડ પરથી અદૃશ્ય ન થતાં.

એ વૃક્ષની છાયામાં, આરામખુરશીમાં પડયો પડયો મજીદ લાગલગાટ વાંચ્યા જ કરતો હતો. પરંતુ એ કાંઈ જ વાંચતો નહોતો. ચોપડી ઉઘાડી, ખોળામાં મૂકી એ પડયો રહેતો.

"શાનો વિચાર કરે છે, બેટા?" મા પૂછતી.

મજીદ ધીમા અવાજે જવાબ આપતો: "કાંઈ જ નહીં."

મા પણ ચિંતનમાં ડૂબી જતી, પછી પોતાની જાતને કહી સંભળાવતી હોય એમ બોલતી: "બધીય અલ્લાની ઈચ્છા!"

મજીદને રાજી રાખવા માટે મજીદના અત્યંત પ્રિય એવા છોડવાને પાણી પાવાના કામમાં બંને બહેનો હરીફાઈ કરતી અને આપસઆપસમાં ઝઘડી પડતી. છેલ્લે બંને મજીદની પાસે જઈ પહોંચતી અને કહેવા લાગતી:

"મોટાભાઈ! આજે બધાય છોડવાને મેં પાણી પાયું છે."

મજીદ બંનેને મનાવવા માટે કહેતો: "એમાં જેટલાં ફૂલો ખીલે એ તમે બંને સરખા ભાગે વહેંચી લેજો."

"એની માના છોડવા!" બાપુ ગુસ્સામાં બબડતા: "મારી મિલકત વેડફી નાખી, મેં એને ભણાવ્યો અને હવે એ સાત વરસ સુધી રખડી રખડીને મોટી કમાણી કરી લાવ્યો છે, આ: મારી વૃદ્ધાવસ્થામાં આરામ કરવા માટે મોટો બાગ બનાવ્યો છે! આ બધુંય હું કાપી નાખીશ; ઉખેડીને ફેંકી દઈશ. મેં કહ્યું એ સાંભળ્યું કે નહીં?"

"એ ગમે તેમ હોય પણ આંગણું ચોખ્ખું થઈ ગયુંને?" મા જવાબ વાળતી.

સૂકા પાનમાં ચૂનો ચોપડતાં ચોપડતાં બાપુ બોલી ઊઠતા: "અલી! મેં કહ્યું એ સાંભળ્યું કે નહીં?"

"શું?"

"ક્યાંકથી જરા તમાકુની ડાંખળી લઈ આવ તો."

જૂનો, જીર્ણ થઈ ગયેલો કપડાનો ટુકડો માથે ઓઢી, ફાટેલું, મેલું પોલકું પહેરી મા પાડોશમાં તમાકુની ડાંખળી માગવા નીકળી પડતી.

મજીદના હૃદય-આકાશમાં સ્મૃતિઓ વાદળાંની જેમ દોડયા કરતી. ગરીબી એક ભયાનક વ્યાધિ છે. શરીર, હૃદય તથા આત્માનો એ નાશ કરે છે. આવી રીતે શરીર, હૃદય તથા આત્મા ગુમાવેલ લાખો સ્ત્રીપુરુષો કેટકેટલાં સ્થળે જોયાં હતાં?

આવાં અવનવાં ચિત્રો મજીદના મનમાં ઊપસી આવતાં. વિકૃત તથા જુગુપ્સાપ્રેરક ચિત્રો જ કેમ એના સ્મૃતિપંથમાં દેખા દેતાં હતાં? જિંદગી પ્રકાશમય સૌંદર્ય જ છે. છતાં એના ચહેરા પર બાઝેલ કીચડ તથા ગંદકી એનાથી ભૂલી શકાતાં ન હતાં. જીવનની કુરૂપતા! જીવનની પરવશતા!

જેની પાસે ખાવા માટે કાંઈ નથી, પહેરવા માટે વસ્ત્ર નથી, સૂવા માટે થોડી જગ્યા નથી, જેનાં અંગ નષ્ટ પામ્યાં છે એવા હતાશ જીવોની લાંબી કતાર . . એ રાતદિવસ નિહાળ્યા કરતો. આ બધુંય ભૂલી શકાતું હોય તો કેટલું સારું! પરંતુ ભૂલી પણ કેવી રીતે શકાય? એનું મસ્તક હંમેશા એની આગમાં ધૂંધવાયા કરતું હતું. હૃદય સદાય રડી ઊઠતું હતું.

સુહરાની સ્મૃતિ સળવળી ઊઠતાં જ એની આંખોમાંથી આંસુ ટપકવા માંડતાં. એક વાર એને મળી લેવા માગતો હતો પણ એ તો હવે બીજા કોઈની પત્ની બની હતી. તોપણ એને દૂરથી જોઈ શકાતી હોય તો? ફરિયાદ કરવા માટે અથવા મહેણાં મારવા નહીં સ્તો. બસ ફક્ત એક વાર નીરખવા માટે, એનો મંજુલ સ્વર એકાદ વાર સાંભળવા માટે.

એ તો મજીદને ભૂલી ગઈ હતી. પરંતુ મજીદ એને શી રીતે ભૂલી શકે? કેટકેટલી પાકી કેરીઓ આપી, બંનેને અનુગૃહીત કરેલ એ આંબાની છાયામાં, રાતની એકલતામાં મજીદ જઈને બેસતો. કોઈની પ્રતીક્ષામાં નહીં, હોં! પ્રતીક્ષા કરે તોય કોની?

મજીદે ધારી લીધું:

"મારા આવવાની ખબર પડશે તો સુહરા કયારેય કહેતાં કયારેય અહીં નહીં આવે."

# 9

સુહરા આવી!!

મજીદ આવ્યાના ખબર મળતાં જ પ્રેમપરવશ બની દોડતી આવી પહોંચી. પરંતુ એને મળવાનો મજીદને ઉમળકો ન હતો. એ ભગ્નચિત્ત બની ગયો હતો. એનામાં હલવાની શક્તિ રહી નહોતી. એ ખૂબ થાકી ગયો હતો.

"ક્યાં છે?" સુહરાનો સવાલ અને "બાગમાં" એ માનો જવાબ મજીદને સંભળાયા. એનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. કોઈ જાતના હલનચલન વિના મજીદ આરામખુરશીમાં પડયો રહ્યો.

બાગ સાંજના તડકામાં ડૂબી ગયો હતો. પુષ્પો પર ઊડતા ભમરા ગુંજન કરતા હતા. સુગંધિત મંદ પવન પાંદડાં ડોલાવી રહ્યો હતો. પીળા તડકામાં ડૂબેલ મજીદ પ્રતિમાની જેમ પડી રહ્યો. સુહરાનો પગરવ આગળ આવવા લાગ્યો.

"ઓહ! નવો બાગ!"—સુહરાનો દુ:ખી સ્વર પાછળથી સંભળાયો. મજીદના દિલમાં વેદના જાગી. સાધારણ વેદના નહીં—અણિયાળા કાંટાઓ જાણે અંદર ઘૂસી જઈને રહી ગયા હોય એમ હૃદયમાં તીવ્ર દર્દ ઊઠતું હતું.

"મને ઓળખે છે?" રડી પડવાની હોય એવી ખિન્નતાથી ધીમા સ્વરે સુહરાએ પૂછયું.

શબ્દશૂન્ય દુનિયા. કાંઈ બોલી શકાતું ન હતું. સ્મૃતિ . . . મજીદની આંખો ભરાઈ આવી.

"મારાથી રિસાઈ ગયો છે શું?" સુહરાએ ફરી પાછુ પૂછયું.

હળવેકથી મજીદે પાછું વળીને જોયું. એનું દિલ દાઝી ગયું!

સુહરા સાવ બદલાઈ ગઈ હતી. એના ગાલ ચોંટી ગયા હતા. આંગળીઓના સાંધા મોટા તેમ જ અક્કડ બની ગયા હતા. નખ તો સાવ ઘસાઈ ગયા હતા. એનો સમગ્ર દેહ પીળો પડી ગયો હતો. કાનનાં છિદ્રોમાં પરોવેલા કાળા દોરા વાળથી ઢંકાઈ ગયા હતા. આમ બંને એકમેકને તાકી રહ્યાં. કેટલીયે પળો સુધી કોઈ કાંઈ બોલી શકયું નહીં.

ધીરે ધીરે સૂરજ દેખાતો બંધ થઈ ગયો. તફાવતને હરી લેતો અંધકાર ચોમેર વ્યાપી ગયો. બંનેમાંથી કોઈનેય આ અંગે ભાન રહ્યું નહોતું. ગામને આલિંગન આપતી નદીની બે ધારાઓને ચાંદનીમાં નવડાવતો પૂર્ણચંદ્ર પહાડની ટોચ ઉપરથી જોવા લાગ્યો.

ગામની અનંત શાંતિને ચીરતું એક પ્રણયગીત ક્યાંક દૂરથી ગુંજવા લાગ્યું. આવી રાતે કોઈ એક પ્રેમી જીવડો પોતાની પ્રિયતમાને યાદ કરતો કરતો, શોકમધુર સ્વરમાં ગાઈ રહ્યો હતો:

કમલ પુષ્પોના બાગમાં
રહેનારી ઓ!
પચરંગી પોપટ જેવી
રંગીન પાંખોવાળી!
પુષ્પ શું મુખડું નિહાળવાથી માત્ર
આશા પૂરી થવાનો સમય થયો કે?
કામિની નિકટ આવી ગઈ કે
કાળ-દોષ વચ્ચે આવી ગયો?
કમલ પુષ્પોના બાગમાં
રહેનારી ઓ...!

એ અજાણ્યો ગાયક વારંવાર આ ગીત લલકાર્યા કરતો હતો.

અંતે મજીદે ભાવભીના સ્વરમાં એને બોલાવી:

"સુહરા!"

"ઓ!" જાણે ભૂતકાળના હૃદયમાંથી સુહરાનો અવાજ બહાર આવ્યો.

"શી બીમારી હતી?" મજીદે પૂછ્યું.

"કાંઈ જ નહીં." સુહરાએ જવાબ આપ્યો.

"તો પછી આટલી સુકાઈ કેમ ગઈ?"

સુહરાએ આનો જવાબ ન વાળ્યો. એક ઊંડો નિશ્વાસ નાખી એ બોલી: "આવવાના સમાચાર . . . મને પરમ દિવસે જ મળ્યા."

સહેજ વ્યથિત બની મજીદે પૂછ્યું: "હું હવે ક્યારેય પાછો નહીં આવું એમ ધારી લીધું હતું, નહીં?"

"સહુએ એમ માની લીધું હતું પણ હું . . . "

" . . . ?"

"પાછા ફરવાની મને પાકી ખાતરી હતી."

"તો પછી?"

"બધુંય એ લોકોએ નક્કી કરી નાખ્યું. મારી સંમતિની કોઈને જરૂર ના જણાઈ. મા આગમાં જળ્યા કરતી હતી. મારી ઉંમરની કેટલીયે છોકરીઓ પરણી ગઈ અને એને વરસો વીતી ગયાં. સોના તથા દાયજા વિના કોઈ મને . . . "

"સોના તથા દાયજા લીધા વિના સુહરાને પરણે એવો એકેય પુરુષ ના હોવાનું, ખાતરીથી માની લીધું કે?"

"મને ભરોસો નહોતો એવી કોઈ વાત જ નહોતી. એક પળ માટે પણ હું ભૂલી શકતી નહોતી. દિવસરાત હું મજીદનું સ્મરણ કરીને રોયા કરતી હતી. કોઈ પણ જાતનો અકસ્માત યા માંદગી ન આવે એ માટે હું રોજ પ્રાર્થના કરતી રહી,—રોજ રોજ પ્રાર્થના કરતી હતી."

"હું સુહરાને ભૂલી ગયો એમ માની લીધું, નહીં?"

"મેં એવું કાંઈ જ માન્યું નહોતું. મને પત્રો કેમ ના મોકલ્યા?"

"મોકલ્યા નહીં એ ખરું. કેટલીયે વાર પત્રો લખ્યા; પણ મોકલ્યા નહીં."

"હું રોજ પત્રની રાહ જોયા કરતી હતી. રોજ ધાર્યા કરતી કે આજે આવશે; કાલે આવશે."

"તો પછી આ લગ્ન કેવી રીતે થયાં?"

"મેં કહ્યુંને, મને કોઈએ પૂછ્યું જ નહીં. અને વળી હું આમ બોજારૂપ બની કેટલા દિવસ સુધી રહી શકું? અંતે હું એક સ્ત્રી જ છું ને?"

" ?—!"

"છેવટે ઘર તથા જમીન ગીરવી રાખી, સોનું વગેરે મેળવી લગ્ન કર્યાં."

"તો પછી આટલી લેવાઈ કેમ ગઈ?"

સુહરા નિરુત્તર રહી.

"બોલ સુહરા! કેમ આટલી દૂબળી પડી ગઈ?"

"ચિંતાથી."

"શાની ચિંતા?"

" ?— !"

"સુહરા!"

"ઓ!"

"જવાબ દે."

સુહરા મોટેથી રડી પડી, ત્યાર પછી ધીમે ધીમે એણે પોતાના પતિ વિશે કહ્યું:

"સ્વભાવે બહુ જ ક્રોધી છે. એમને બીજી એક પત્ની તથા બે છોકરાં છે. મારે ઘેર જઈ, મારા હિસાબે નીકળતો મારો ભાગ લઈ આવું એવું રોજ કહ્યા કરે. મારે શું નાની બહેનો નથી? હું કરી પણ શું શકું? હું ના પાડું તો મને ખૂબ મારે. એક વાર તો પેઢુમાં એવી જોરની લાત મારી કે હું તો ઊંધી પડી ગઈ. એ દિવસે મારો એક દાંત તૂટી ગયો. આ જો."

એણે મોં ખોલ્યું. દાંતોની સફેદ પંક્તિઓમાં એક કાળો ખાડો!

"સુ હ રા!"

"ઓ!"

"પછી?"

"ત્યાં ગયા પછી મેં ક્યારેય પેટ ભરીને ખાધું નથી. એક પળને માટેય મેં માનસિક શાંતિ નથી અનુભવી. ત્યાં હું એક પત્ની નથી; નોકરડી છું. નાળિયેરનાં છોડાં કૂટી કૂટીને મજૂરી કમાવાની અને પૈસા એમને સોંપી દેવાના. પૈસા ઓછા થાય તો મને ખૂબ જ મારે. વળી મને તો કાંઈ આપે જ નહીં. એક વાર હું માસિક અટકાવને લઈ બહાર બેઠી હતી—"

"—?"

"લાગલગાટ ચાર દિવસ—"

"—?"

"ભૂખ્યા રહેવું પડ્યું."

આમ સુહરા પોતાની આપવીતી કહેતી હતી. કહેવા માટે તો હજુ ઘણુંય હતું. એના દિલમાં કેટકેટલા ભેદ છુપાયા હતા. કેટલીયે વાર એને મરવાની ઇચ્છા થઈ આવી હતી. પરંતુ એક જ આશાએ એને જીવતી રાખી હતી:

"એક વાર આવી જાય એટલે જોઈને મરું."

"મૃત્યુ વિશે વિચાર કરી મનને દુ:ખી ના કરીશ. હજુયે જિંદગી લાંબી છે. એક સુંદર ભાવિ હોવાની શ્રદ્ધા રાખ્યા કરજે." મજીદે આ કહ્યું કે સુહરાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

એ ખુરશીની નજીક, મજીદના પગ આગળ બેઠી હતી. આમ કેટલીય વાર સુધી બંને કાંઈ પણ બોલ્યા વિના, ચાંદનીમાં નહાઈ રહેલી દુનિયાને જોતાં બેસી રહ્યાં.

અંતે મજીદે મૌન તોડ્યું: "સુહરા! જા, વાળુ કરી, શાંતિથી સૂઈ જા. આવતી કાલે ફરી મળીશું."

"મારાથી હવે કાંઈ બનતું નથી." સુહરા ઊભી થઈ.

"આટલી બધી નબળાઈ?" મજીદ પણ ઊભો થયો.

"મનની વેદના." સુહરા બોલી.

"મનને દુ:ખી નહીં કરવાનું. શાંત ચિત્તે સૂઈ જા."

"આવતી કાલે ક્યાંય જવાનું છે કે?"

"ના."

"હું સવારે આવીશ." એ ચાલવા લાગી.

"ભલે." મજીદે સંમતિ દર્શાવી.

ચાંદનીમાં ડૂબેલ નાળિયેરીનાં ઝુંડની વચ્ચેથી એને ચાલી જતી જોઈ ફરી પાછો મજીદ આરામખુરશીમાં પડયો. સમય કયાં પસાર થઈ ગયો એનું એને ભાન ના રહ્યું.

હાથમાં ઘાસલેટનો દીવો લઈ મા ત્યાં આવી પહોંચી. મજીદને સૂતેલો જોઈ વાત્સલ્યની એ મૂર્તિએ પૂછ્યું:

"આમ કેમ બેઠો છે, બેટા?"

"અમસ્તો જ."

"દીકરા! સુહરાનું શરીર જોયું તેં? કેટલું બધું લેવાઈ ગયું છે! ચકલી જેવી છોડી હતી, બિચારી! બધીયે રબની ઇચ્છા."

"એની આવી હાલત કોણે કરી, મા?" મજીદને ગુસ્સો આવ્યો અને સાથોસાથ દુ:ખ પણ થયું.

"બેટા! તું કાંઈક ખાઈને સૂઈ જા. આવા કોઈ વિચાર કરી તું કોચવાઈશ નહીં. પરવરદિગાર બધુંય સારું કરશે."

એ રાતે મજીદ ઊંઘી શકયો નહીં. સુહરા પણ એ રાતે ઊંઘી નહીં. બંનેની વચ્ચે વાડા તથા ઝરણાં હતાં. બે મોટી દીવાલો બંનેની આડે ખડી હતી, . . . છતાંય બંને સૂઈ શકયાં નહીં. ભવિષ્યની ચિંતા બંનેને સતાવતી હતી.

ભવિષ્ય . . . !

## 10

સુહરાનો ભાવ એકદમ બદલાઈ ગયો. અંતરમાં એક નવો પ્રકાશ, મુખ પર લાલિમા તથા આંખોમાં ચમક. એના વાંકડિયા વાળની વચ્ચે સેંથો પાડી, કાન ઢાંકી, પાછળ આકર્ષક ઢબે વાળ બાંધી લેતી. આડોશપાડોશની સ્રીઓ નવાઈ પામતી:

"સુહરા પાછી આવી ત્યારે હતી તેના કરતાં સારી થઈ છે. હવે પાછી જશે તો એનો વર એને ઓળખી શકશે જ નહીં."

વર!

એ તો હંમેશા મજીદના ઘરમાં જ રહેતી. છોડવાઓને પાણી પાવાની બાબતમાં એ પણ કાળજી રાખતી હતી. આ જોઈ મજીદની બહેનો કહેતી: "આ છોડવાઓને અમે જ રોપીને પાણી પાઈને મોટા કર્યા છે."

જબાકુસુમના ઝાડ વિશે સુહરા પૂછતી: "આને પણ?"

"એ તો પહેલેથી જ અહીં હતું."

સુહરા એનો વિરોધ કરતી નહીં. બધું જ પહેલેથી જ અહીં હતું ને!

પહેલેથી!

એક દિવસ મજીદે એને સવાલ કર્યો:

"સુહરા! હવે ક્યારે જઈશ?"

એને કાંઈ સમજાયું નહીં. એણે આશ્ચર્યથી પૂછયું:

"ક્યાં?"

"પતિ પાસે!"

"ઓહ!" એનો ચહેરો ઊતરી ગયો: "તેઓએ મારી સાથે લગ્ન નથી કર્યાં."

"તો?"

સુહરાએ જવાબ આપ્યો: "હું મારી સાથે જે ઘરેણાં લઈ ગયેલી તેને અને બાપુની મિલકતના હિસ્સા સાથે તેઓ પરણ્યા છે. ઘરેણાં તમામ વેચી માર્યાં. હવે બાકી રહે છે મારો હિસ્સો. એ મળવાનો કોઈ ઉપાય નથી એ તેઓ સારી રીતે જાણે છે."

થોડી વાર પછી અત્યંત ધીમા અવાજે બોલી: "મને જેવી ગામવાળા પસંદ ન કરતા હોય તો હું ચાલી જઈશ."

"લોકોની એવી ઇચ્છા છે કે?"

"લાગે છે તો કાંઈક એવું જ." એણે એક ગુલાબનું ફૂલ તોડી, સૂંઘી વાળમાં ખોસી દીધું.

આ જોઈ મજીદે પોતાનો મત દર્શાવ્યો: "પેલું જબાકુસુમનું ફૂલ તને વધારે સારું લાગત."

આ સાંભળી સુહરા હસી પડી. પરંતુ એના ચહેરા પર વિષાદની છાયા ફેલાઈ ગઈ. થોડી વાર પછી એણે પૂછયું: "આ જબાકુસુમ યાદ છે?"

"સાંભળ્યું તો છે!" મજીદે લાપરવાહીથી કહ્યું.

"તો...તો...પછી 'જરા જાડા એક' વિશે પણ સાંભળ્યું જ હશે!"

"હા, રાજકુંવરીના મોઢેથી સાંભળ્યું હતું."

બંને એકબીજાની નિકટ આવવા લાગ્યાં. પરંતુ મજીદની જિંદગીનાં એ સાત વર્ષ વિશે સુહરા કાંઈ જ જાણતી ન હતી. એ રહસ્યમાં ઊંડા ઊતરવાની સુહરાની ઇચ્છા હતી. એને બધુંય જાણવું હતું—ઓળખીતાં તમામ સ્ત્રીપુરુષો વિશે. વાતચીત દરમ્યાન કોઈ સ્ત્રીનો ઉલ્લેખ આવતો કે સુહરા પૂછી બેસતી: "એ કેટલાં વરસની હતી? રંગે કેવી હતી? સુંદર હતી? એની યાદ વારંવાર આવ્યા કરે છે કે?"

આ બધાય સવાલોના જવાબ મજીદ આપતો. પરંતુ સુહરાને એથી સંતોષ ન થતો. એને શંકા રહેતી કે મજીદે જેનો ઉલ્લેખ જ ના કર્યો હોય એવી વાતો રહી તો નહીં જતી હોય?

"મારી આગળ હંમેશા સાચું જ બોલવાનું—સાંભળ્યું?"

"કેવી છોકરી છે!" મજીદ હસીને બોલતો.

"છોકરા!"

એ ભ્રૂકુટિ તાણી ખણવા ધસી પડતી. બીજી જ પળે મંદ સ્મિત વેરી લેતી. સુંદર સફેદ દંતાવલિની વચ્ચે કાળો ખાડો, ઘસાઈ ગયેલા નખ! ખણવા ધસતી વેળા, એના હાવભાવ જોઈ, પોતાના દિલને આચ્છાદિત કરતી આછી ચામડીમાં કોઈ ધારદાર અસ્ત્રથી ઘસરકા પડતા હોય એવું મજીદને લાગતું...

"આ મજીદ અને સુહરાની વચ્ચે છે શું?"—પાડોશીઓ જાણવા માગતા હતા.

"આ છોકરી એના સાસરે કેમ જતી નથી? ગમે તે હો, પણ અલ્લાને આ બધું ગમશે ખરું?"

મજીદ તથા સુહરા એકબીજા સાથે વાતચીત કરતાં હતાં એ સદાચારથી વિરુદ્ધ નહોતું? આકાશ તૂટી નહીં પડે?

"એના વરે એક વાર લાત મારી એમાં શું થઈ ગયું? લાત મારવાથી કદાચ દાંત તૂટી ગયો હશે. પરંતુ આખરે એ એનો ધણી છે ને?"

"સુહરા!" એક દિવસે મજીદે કહ્યું: "આપણા વિશે પાડોશીઓ કેવી કેવી વાતો કરે છે!"

"એથી શું?" સુહરાએ સામો સવાલ કર્યો.

"કાંઈ નહીં, સુહરા! ખ્યાલ રાખજે. અંતે તું એક સ્ત્રી છે. નામને બટ્ટો ના લાગે—"

"ઓહ! લાગવા દે બટ્ટો! મારા આત્માનેય છોને કલંક લાગતું. બીજા કોઈ તરફથી તો એ નથી લાગતું ને?"

એની આંખો ભરાઈ ગઈ. તરત જ કાંઈ કહેવાની મજીદને ઇચ્છા થઈ આવી. સુહરાને લગતો એનો અંતિમ નિર્ણય. પરંતુ એ કહે પણ કેવી રીતે? સુહરાને આપી શકાય એવું કાંઈ એની પાસે નહોતું. નથી ઘર; નથી પૈસો. છે ફક્ત તંદુરસ્તી.

મજીદે પૂછ્યું : "સુહરા! સાસરે નથી જવું?"

"ના."

મજીદે બધી વાત માને કરી. લાંબા સમય સુધી મા કાંઈ બોલી નહીં. પણ પાછળથી જણાવ્યું કે મજીદ સુહરા સાથે લગ્ન કરી લે એ જ સારું છે. પણ મજીદની બે બહેનો પરણાવવા લાયક થઈ છે, એનું શું?

"આપણી પાસે પૈસો તો રહ્યો નથી, પરંતુ માનઆબરૂ તો સાચવવાં જોઈએ ને? બેટા! તું ક્યાંક જઈને મુરતિયા શોધી લાવ. સાથે થોડું સોનું પણ કમાઈ આવ. દાયજામાં આપવા જેટલા રૂપિયાની પણ જરૂર છે. આ બંને છોકરીઓને યોગ્ય પાત્રના હાથમાં સોંપી દે અને પછી તું પણ લગ્ન કરી લેજે."

મુરતિયા શોધી લાવવાથી કામ પૂરું થતું નથી. સોનું તથા દાયજામાં આપવા જેટલા રૂપિયા પણ બનાવવાના!

"દાયજો ન આપીએ તો કોઈ લગ્ન નહીં કરે શું?" મજીદે શંકા રજૂ કરી.

"એના વગર પરણવા કોણ તૈયાર થાય? કોઈ મજૂર અથવા વટલાઈ ગયેલો ખ્રિસ્તી મળી રહે. એ આપણને ચાલે કે?...કાનમાં, ગળામાં, કમરમાં સોનું પહેરાવવું પડશે."

મજીદની બહેનોના ચાર કાનોમાં કુલ્લે બેંતાળીસ વીંધ હતા, આટલા બધા વીંધ શા માટે? ગળામાં તેમ જ કમરમાં સોનું ના પહેરાવીએ તો! દાયજા જેવી કોઈ પ્રથા જ ન હોત તો!

"મા! કાન વીંધાવવાની પ્રથા જ ન હોત તો? આપણા સમાજમાં આવા રેઢિયાળ રિવાજો કેમ અસ્તિત્વ ધરાવે છે? કઢંગી રીતે કપડાં પહેરવાં અને ઢંગધડા વિનાનાં ઘરેણાં . . .!"

મા તથા બાપુ નિરુત્તર રહ્યાં. એટલે મજીદે વાતને ત્યાં જ અટકાવી દીધી. આમાં માબાપનો શો વાંક? એ પેઢીની રીતરસમને અનુસરીને તેઓએ આ બધું કર્યું. એ જરૂરી હતું કે નહીં એ વિશે વિચાર કરવાની તેઓને જરૂર ન લાગી. વર્ષોથી ચાલ્યા આવતા રીતરિવાજમાં તલભાર ફેરફાર કરવાનું કામ

અત્યંત કઠિન હતું. આમ છતાં એ મુજબ અનુસરવા, ચાલવા માટે આજે એવી પરિસ્થિતિ જ ક્યાં રહી છે?

મજીદને રાતે ઊંઘ નહોતી આવતી, સદાય વિચારમાં ખોવાયેલો રહેતો હતો. બહેનોને કોઈની જોડે વળાવવાની છે . . . બંને જણી જુવાનીની તીક્ષ્ણતામાં હતી. આશા તથા અભિલાષા તો બહુ જ હતી. પહેરવા માટે પૂરતાં કપડાં નહોતાં; ક્યારેક ખાવાનાંય ફાંફાં હતાં, . . . જીવનમાં નિર્બળતાની કેટલીક ક્ષણો ક્યાં નથી આવતી? અને એવી એકાદ પળમાં પગ ક્યાંક આઘોપાછો થઈ ગયો તો?

મજીદ અસ્વસ્થ બનતો ચાલ્યો. એ ઘણું ઘણું કરવા માગતો હતો. ઘરનું કરજ ચૂકવવું હતું. બહેનોને પરણાવવાની હતી. માબાપના દિલને ટાઢક વળે એવું કાંઈક કરી છૂટવાની તમન્ના હતી. તેઓ વૃદ્ધ બની ગયાં હતાં. કઈ ક્ષણે મૃત્યુ આવી ચડે એનો કાંઈ ભરોસો નહીં. તેઓની જિંદગીના છેલ્લા દિવસો સુખપ્રદ બનાવવા રહ્યા.

અને સુહરા સાથે લગ્ન કરવાનાં હતાં. તદુપરાંત સુહરાની મા-બહેનો માટે પણ કાંઈક કરવું રહ્યું. પણ કરવું શું? બધા માટે પૈસા જોઈએ. કોઈ પણ એકાદ કામ હાથમાં લીધું તો રફતે રફતે એને આગળ ધપાવી શકાય. પરંતુ એ શરૂ કરવામાં આડે મુશ્કેલીઓ અસંખ્ય હતી. મદદ કરવાવાળું કોઈ ના મળે; પાસે પૈસા ના મળે. સહાય કે નાણાં ના હોય એવી કોઈ વ્યક્તિ આ દુનિયામાં કાંઈ કરી જ શકી નહીં હોય? મજીદ વિચારતો રહ્યો . . .

એક દિવસ માએ નવા સમાચાર આપ્યા: દૂર શહેરમાં ઉદારદિલ પૈસા-પાત્ર મુસલમાનો વસે છે; સમાજની ઉન્નતિ માટે તેઓ ઘણું ઘણું કરે છે. અસહાય યુવતીઓનાં લગ્ન કરાવી આપવાં; બેકારોને નોકરી અપાવવી; મફત શિક્ષણ પૂરું પાડતી નિશાળો ચલાવવી; શરણાર્થીઓ તથા વિકૃત અંગો ધરાવતા લોકો માટે અનાથાશ્રમ ખોલવા — આવાં તો કેટકેટલાં સુકૃત્યો તેઓ કરી રહ્યા હોવાનું માએ જણાવ્યું.

"બેટા! આપણી વાત તેઓના કાને પડી કે બસ. બાકી બધુંય તેઓ સંભાળી લેશે, એની મને પાકી ખાતરી છે. આ વાત મને પેલા ફકીરે કહી હતી."

ગામમાં રખડતા કોઈ એક મુસલમાન ભિખારીએ વાત ફેલાવી હતી કે બહારગામ વસતા મુસલમાનો પૈસાદાર તથા ઉદાર છે. માને આ કથનમાં પૂર્ણ શ્રદ્ધા જાગી હતી. પોતાના સારા વખતમાં માએ કેટલાય લોકોને મદદ કરી હતી. પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરવામાં બાપુએ પણ ક્યાશ રાખી

નહોતી. એમની ભલમનસાઈનો લાભ લઈ, ખરાખોટા દુ:ખની વાત ઉપજાવી કાઢી, બંનેને છેતરવાવાળા પણ ઘણા હતા. માને તો આ બનાવટની બિલકુલ ખબર નહોતી, ખોટું બોલનારા લોકોની જેમ ખરું બોલવાવાળા પણ હોય જ ને? મદદની ભીખ માગવા જતા મજીદની વાત તેઓ ખરી નહીં માને તો?

કોઈનો સહારો લીધા વિના, મદદની આશા રાખ્યા વિના પૈસા કમાવાનો શો ઉપાય? મજીદ વિચાર કરવા લાગ્યો. કયો ધંધો કરી શકાશે? નોકરી સ્વીકારવી તો એ કેવી હોવી જોઈએ? જે કાંઈ ભણી શકાયું છે એ અને દનિયાના જેટલા અનુભવો પ્રાપ્ત થયા છે એનાથી—

શંકા-કુશંકાની વચ્ચે ઝોલાં ખાતા મજીદે બહારગામ જવાની તૈયારી કરી. થોડીઘણી ચીજવસ્તુઓ વેચી. બાપુએ મજીદના હાથમાં કેટલાક રૂપિયા મૂકયા.

"હું જાઉ છું. જલદી પાછો આવીશ." મજીદે સુહરાને બધી વાત કરી: "આ બધાંયની હું તને સોંપણી કરું છું, હોં!"

"પાછો આવીશ ત્યાં સુધી હું બધાંયની સંભાળ રાખીશ." સુહરાએ મજીદની માગણીનો સ્વીકાર કર્યો.

મનમાં દૃઢ નિર્ધાર કરી, મજીદ નીકળી પડયો.

એક સમી સાંજે, પશ્ચિમ દિશામાં સોનેરી વાદળાં ચમકી રહ્યાં હતાં. પેટી તથા બિસ્તરો ઊંચકી એક છોકરો બસ-સ્ટૅન્ડ ભણી ચાલવા લાગ્યો. મજીદે બધાની રજા લીધી.

"મારી આંખે ઝાંખપ આવી ગઈ છે, દીકરા! મારા માટે ચશ્માં લાવીશ કે નહીં?" બાપુએ પૂછયું.

"લાવીશ." આટલું કહેતાં એ ઓરડીમાં ગયો. અંદર બારી આગળ, સજળ નેત્રે, ઉત્સુક બની સુહરા ઊભી હતી.

"એક વાત કહું?" સુહરા બોલી ઊઠી.

"કહે, રાજકુંવરી! જે કહેવું હોય તે કહી દે." મજીદ આછું હસ્યો.

"પછી—"

એ વાકય અધૂરું જ રહ્યું. બરાબર એ જ સમયે બસનું હૉર્ન સંભળાયું. ઓરડીના ઊંબરામાં આવી મા ઉતાવળ કરવા લાગી:

"જલદી કર, બેટા! નહીંતર બસ ચાલી જશે."

માથું નમાવી સુહરાએ સંમતિ દર્શાવી.

એક અજ્ઞાત ભવિષ્યમાં મજીદ પગ મૂકતો હતો.

ઝાંપા સુધી જઈ એણે પાછું વળીને જોયું તો એક ચિત્ર જોવા મળ્યું—દિલમાંથી કદી પણ ભૂંસાય નહીં એવું—સુહરા તથા ઘરનું ચિત્ર! આશા તથા ફરજે એને હિંમતથી આગળ દોર્યો. . . .

## 11

સુહરા સાથે લગ્ન કરવાં છે.

એ પહેલાં બહેનો માટે મુરતિયા શોધવાના છે. દાયજો તથા ઘરેણાં માટે પૈસા કમાવા છે. આ બધાયનો ઉપાય? એ માટે એકાદી નોકરી તો જોઈએ જ. પરંતુ. . . મજીદને નિરાશા જ સાંપડી. નોકરી ક્યાંય નથી. જો હોય તો પણ ત્યાં કોઈ સિફારસ કરવાવાળું હોવું જોઈએ. લાંચ આપવી પડે. પરીક્ષા પાસ કરી હોવાનું પ્રમાણપત્ર પણ હોવું જોઈએ. આ બધાં વિના નોકરી ન મળી શકે. છતાં પણ રોજ તપાસ કર્યા કરતો. કેટલાંયે શહેરોમાં એ ફરી ચૂક્યો.

છેવટે પોતાની જન્મભૂમિથી પંદરસો માઈલ દૂર આવેલા એક મોટા શહેરમાં મજીદ જઈ પડ્યો. આ દરમ્યાન ચાર મહિના વીતી ચૂક્યા હતા.

એ શહેરમાં એને એક નોકરી મળી ગઈ. ખાસ કોઈ તક્લીફવાળી નોકરી ન હતી. આવક પણ સારી હતી. માત્ર અવિરત કામ કરવું પડતું. ચાળીશ ટકા કમિશન. ખુદ કંપનીના માલિકે જ વચન આપ્યું હતું. કંપનીની સાઇકલ હતી. નમૂના લઈને ફર્યા કરવાનું. રહેવા માટે કંપનીના કમ્પાઉન્ડમાં જગ્યા મળી ગઈ.

આમ મજીદે કામ શરૂ કરી દીધું. ચામડાની નાની પેટીમાં નમૂના ગોઠવી, ઑર્ડરબુક સાથે લઈ, એ નીકળી પડતો. શહેરને ખૂણેખાંચરે ફરી, ઑર્ડર મેળવી પ્રસન્નચિત્તે સાંજના પાછો વળતો.

આવી રીતે એક મહિનો પસાર થઈ ગયો. પોતાનો ખર્ચ કાઢી, સો રૂપિયા ઘેર મોકલી આપ્યા. બાપુ માટે ચશ્માં તથા સુહરા વગેરે માટે કપડાં ખરીદવા માટે પૈસા મોકલવાનું એ ભૂલ્યો નહીં.

બીજો એક મહિનો વીતી ગયો.

પરંતુ નજીકના ભવિષ્યમાં શું થવાનું છે એની કોને ખબર છે? અનિષ્ટની કોઈ પ્રતીક્ષા કરતું નથી. મજીદે પણ એવી કોઈ કલ્પના કરી નહોતી. છતાં અણધાર્યો જ એક ગમખ્વાર બનાવ બની ગયો.

એક સોમવારની વાત. મજીદને બરાબર યાદ છે—બપોરના સમયે, હમેશની જેમ સૂટકેસ લૅમ્પની જગ્યામાં ટાંગી, દરિયાકિનારાની નજીક ડામરના રસ્તા પર એ સાઈકલ ચલાવી રહ્યો હતો. રસ્તો નિર્જન હતો અને એ સ્થાન ઢાળવાળું હતું. સાઈકલ અતિ ઝડપે આગળ ધસી રહી હતી. એવામાં સૂટકેસનું હૅન્ડલ તૂટી ગયું અને પેટી સાઈકલના ચક્કરમાં અટવાઈ ગઈ. મજીદ સાઈકલ પરથી ફેંકાયો અને ઊંડી એક ગટરમાં જઈ પડયો.

એના શરીર પર જાણે મોટો એક પર્વત જ તૂટી પડયો હોય એમ લાગ્યું. કાંઈક ભાંગી ગયાની દર્દભરી યાદ . . . પોતાના અંગમાંથી કશુંક કાપીને અળગું કરી નાખ્યું હતું. બધુંય અંધારામાં ગાયબ થઈ ગયું. વિસ્મૃતિના અંધકારમાં સર્વ કાંઈ ડૂબી ગયું. વંટોળિયાવાળી રાતની વચ્ચે ચમકી જતી વીજળીની જેમ વચ્ચે વચ્ચે પ્રજ્ઞાનો પ્રકાશ ફેલાઈને અદૃશ્ય થઈ જતો. અસહ્ય વેદના . . . દવાની તીવ્ર ગંધ . . . આજુબાજુના લોકોની દર્દભરી ચીસ . . . મોઢામાંથી, ગળા વાટે કોઈ જીવંત લાંબી ચીજ નીચે ઊતરી રહી હતી. પેટમાં ગરમ પાણી રેડાયા કરતું હતું. આ તરેહના અનુભવોના યુગો વીતી રહ્યા હતા..,

સ્મૃતિ તો ખૂબ દૂર ફેંકાઈ ગઈ હતી. કાંઈ સ્પષ્ટ ન હતું. સફેદ ધુમાડાની જેમ, રૂપેરી વાદળાની જેમ, સ્મૃતિ મજીદથી દૂર ચાલી જતી હતી. બધુંય વિસ્મૃતિમાં લીન થઈ જશે કે શું?

નહીં. જીવવું જ છે! જિંદગી એટલે કઠિન તથા તીવ્ર વેદના. છતાં પણ જીવવું તો છે જ, મજીદે પ્રયત્ન કરી જોયો. પોતાને દમન કરી રહેલી વિસ્મૃતિના પર્વતને તમામ બળ વાપરીને ફેંકી દેતો હોય એમ . . . દુ:ખની સાથે જ ભાન આવવા લાગ્યું.

મજીદે એક ઊંડો નિશ્વાસ નાખ્યો. હળવેથી આંખો ઉઘાડી. એ લાંબો થઈને સૂતો હતો. ગળા લગી સફેદ ચાદર ઓઢાડી હતી. . . . હૉસ્પિટલ! અચાનક એને બધુંય યાદ આવી ગયું.

કારમી વેદના! જમણી બાજુ, કમરની નીચે જાણે આગ લાગી હતી. સખત બળતરા થતી હતી. માથામાં પણ અસહ્ય પીડા . . . મજીદે હાથ ફેરવી જોયો. કમરમાં પુષ્કળ કપડાં વીંટાળ્યાં હતાં.

શું થયું? મજીદે હાથ ફેરવ્યો. એના હાડપિંજરમાંથી ઠંડીનું એક લખલખું પસાર થઈ ગયું.

શૂન્યતા!

મજીદ ગભરાઈ ગયો. પરસેવાથી એ રેબઝેબ બની ગયો. ફરી પાછો એ બેભાન થતો હોય એમ લાગ્યું. પગનો અર્ધો ભાગ સદાને માટે એના શરીરથી વિખૂટો પડી ગયો હતો. સૂતાં સૂતાં જ પોતે કોઈ ઊંડી ખાઈમાં ધકેલાતો હોવાની પ્રતીતિ થઈ. આખી દુનિયા ગોળ ગોળ ફર્યા કરતી હતી કે શું?

ફરી એક વાર એણે હાથ ફેરવી જોયો. શૂન્યતા. નીચે કાંઈ જ નહોતું! પારાવાર વેદના. સુહરાનું ચુંબન પ્રથમ પ્રાપ્ત કરેલ જમણો પગ ક્યાં ગયો?

એ ક્યાં ગાયબ થઈ ગયો?

એની આંખો ઉઘાડી જ રહી ગઈ. ગાલ પર ગરમ આંસુ ફેલાઈ ગયાં હતાં. પથારીની નજીક ડૉક્ટર, નર્સ તથા કંપનીનો મૅનેજર આવી પહોંચ્યા.

મજીદના કપાળે પોતાનો ઠંડો હાથ મૂકી, કંપનીના મૅનેજરે સહેજ વાંકા વળી કહ્યું: "હું બહુ જ દિલગીર છું, મિસ્ટર મજીદ! તમે કોચવાશો નહીં."

"સુહરા!"

"શું છે મજીદ?"

"તું હોંકારો કેમ નથી દેતી?"

"હોંકારો તો દઉં છું. અને છોકરો મને તુંકારે કેમ બોલાવે છે?" . . . મજીદ કાંપી ઊઠયો.

"સુહરા!" મજીદે ચીસ પાડી અને ઝબકીને જાગી ઊઠયો.

"દિવસના પણ સ્વપ્નાં જુઓ છો કે શું?" નર્સે સવાલ કર્યો.

મજીદે આછું હસવાનો પ્રયાસ કર્યો.

ચોસઠ દિવસ અને ચોસઠ રાત વીતી ગયાં. પોતાની જાત કરતાંય ઊંચી લાકડીની મદદ વડે, કંપનીના મૅનેજરની સાથે હૉસ્પિટલનો દરવાજો વટાવી, લોકોની અવરજવરથી ગાજી રહેલા રસ્તા પર મજીદે પગ મૂકયો.

મૅનેજરે મજીદના હાથમાં પચાસ રૂપિયા મૂકયા અને કહ્યું: "હવે તમે ઘેર જાઓ. જે કંઈ બની ગયું એ બદલ મને બહુ દુ:ખ થાય છે."

મજીદની આંખોમાંથી આંસુની સરવાણી ફૂટી.

"મારી બહેનો લગ્નની ઉંમર વટાવી ઘરમાં બેઠી છે. માબાપ વૃદ્ધ બની ગયાં છે. જે કાંઈ મિલકત હતી એ કરજમાં ડૂબી ગઈ છે. ઘરમાં પુરુષ હું એકલો જ રહ્યો છું. ઘરની આવી વિકટ પરિસ્થિતિમાં, રોટલો રળી ખાવા માટે

કોઈ માર્ગ શોધી ન શકું ત્યાં સુધી ઘેર પાછા જવાની મારી ઇચ્છા નથી. વળી આવી હાલતમાં ત્યાં જઈ એ લોકોને શા માટે વધારે દુ:ખી બનાવવા?"

"તો હવે શું કરવા ધારો છો?"

"કાંઈ નક્કી કર્યું નથી."

"મારી કંપનીમાં તમારે લાયક કોઈ નોકરી—તમે કારકુનીનું કામ કરી શકશો?"

"ના જી. ગણિતમાં હું બહુ જ કાચો છું."

અને ફરી એક વાર મજીદ એકલો પડયો. એથી શું થયું? આ દુનિયામાં કેટલાયે માણસો આમ એકલા છે. એમાં ગભરાવાનું શું છે વળી?

મજીદે ચાળીસ રૂપિયા ઘેર મોકલી આપ્યા અને સાથે એક પત્ર પણ રવાના કર્યો. જમણો પગ કપાઈ ગયાની વાત પત્રમાં લખી નહીં. ફક્ત એટલું જ લખ્યું કે તબિયત સારી ન હોઈ, પથારીવશ હતો. પોતાના તરફથી બીજો પત્ર ના મળે ત્યાં સુધી પત્ર નહીં લખવાનું સૂચન કર્યું.

ફરી એક વાર મજીદે નોકરીની શોધ આદરી.

બંને હાથ વડે લાકડી ઝાલી, એક પગે કૂદતો કૂદતો એ ચારેક ડગલાં આગળ ભરતો. પછી થોડી વાર ઊભો રહી થાક ખાઈ લેતો અને ફરી ચાલવા માંડતો. વચ્ચે ઊભો રહી યાદ કરવા માંડતો. . . ફરી કૂદતો કૂદતો આગળ વધતો. . . આમ એકબે મહિના વીતી ગયા. રહેવા માટે કોઈ સ્થાન નહોતું. રાતે જ્યાં પહોંચતો ત્યાં સૂઈ રહેતો.

છેવટે શહેરના ધનવાનો આગળ જઈ, મદદની ભીખ માગવાનું એણે નક્કી કર્યું. તપાસને અંતે જાણવા મળ્યું કે સૌથી વધારે ઉદાર વ્યક્તિ ખાનબહાદુર જ છે. શહેરનાં મોટાં મોટાં તમામ મકાનો એમની માલિકીનાં હતાં. લોકવાયકા એવી હતી કે જમીનમાં દાટી રાખેલી સોનાની ઈંટો ફુગાઈ રહી હતી. સરકારી તંત્રમાં એમની ભારે લાગવગ ચાલતી. તાજેતરમાં જ એમણે દસ-પંદર હજાર રૂપિયા ખર્ચી, ગવર્નરને મિજબાની આપી હતી. તેઓ કાંઈ પણ કરી શકવા શક્તિમાન હતા. કાંઈ પણ . . . !

પરંતુ દરવાજા આગળ મજીદને અટકી જવું પડયું. એને પહેરેગીરે અંદર જતાં રોકયો. પછી તો મજીદે એ હવેલીના દરવાજે જઈ ઊભા રહેવાનું રાખ્યું. આમ એક અઠવાડિયું વીતી ગયું કે દરવાન સહેજ પીગળ્યો. પરિણામે મજીદને ખાનબહાદુર સમક્ષ રજૂ કરવામાં આવ્યો.

મજીદે ખાનબહાદુરને સલામ ભરી. એક મુસલમાન બીજા મુસલમાનને મળે ત્યારે 'સલામ આલેકમ' કહેવું જોઈએ. એ મુજબ મજીદે કહ્યું. પણ કોણ જાણે કેમ ખાનબહાદુરે એનો જવાબ વાળ્યો નહીં. અરે, એમણે આ સાંભળ્યું હોવાનો ભાવ સુધ્ધાં દર્શાવ્યો નહીં. ખાનબહાદુર લગભગ પચાસ વર્ષના ગોરા સુડોળ માણસ હતા. હીરાજડિત સોનાની વીંટીઓની ચમક સાથે, પોતાની દાઢી પર હાથ ફેરવતા ફેરવતા, એમણે મજીદની આપવીતી સાંભળી.

અંતે ખાનબહાદુર બોલી ઊઠ્યા: "આપણા સમાજમાં લગ્ન કરવા માટે આર્થિક મુશ્કેલી ભોગવતી કેટલીયે યુવતીઓ છે. એક ટંકનું ખાવાનું મેળવવાનાં ફાંફાં હોય એવા તો કેટલાયે માણસો છે! આ બાબતમાં મારાથી બનતું બધુંય હું કરું છું. બોલો, આથી વધુ હું શું કરી શકું?"

મજીદ નિરુત્તર રહ્યો.

સમાજની ઉન્નતિ માટે પોતે જે કાંઈ કર્યું હતું એ મહાન કૃત્યોનું ખાનબહાદુરે વર્ણન કર્યું. એમણે ચાર મસ્જિદો બંધાવી હતી. જ્યારે બીજા કરોડપતિઓએ તો માત્ર એક્કેક મસ્જિદ જ ચણાવી હતી. આ ઉપરાંત એક નિશાળ બાંધવા માટે એમણે જરૂરી જમીન દાનમાં આપી દીધી હતી. આ જમીનમાં એક મકાન ચણાવી ભાડે આપ્યું હોત તો દર મહિને કેટલા રૂપિયા ભાડામાં મળતે! પરતુ એવું કંઈ જ કર્યું નહીં. સમાજની સેવા માટે પોતે દર મહિને કેટલાયે રૂપિયાની ખોટ સહન કરતા હતા!

"બોલો, આથી વધારે હું શું કરું?"

મજીદ કાંઈ બોલ્યો નહીં.

મજીદનો પગ ચાલ્યો ગયો એ બદલ ખાનબહાદુરે સહાનુભૂતિ દર્શાવી: "નસીબનો જ વાંક! આ સિવાય બીજું કહેવું પણ શું?"

નસીબનો વાંક હોઈ શકે. એમાં કાંઈ સાર નથી. નહીંતર પણ સાર શેમાં હોય છે?

મજીદ એ લાંબી લાકડી ઠોકતો ઠોકતો, સલામ ભરી, ધીમે ધીમે બહાર નીકળ્યો. એ દરવાજો વટાવવા જતો હતો ત્યાં ખાનબહાદુરે એક નોકર મારફત એક રૂપિયો મોકલાવ્યો.

"એ મને આપી દીધો એમ કહી દેજો. રૂપિયો તમે જ રાખી લો." રૂપિયો લીધા વિના મજીદ ચાલવા લાગ્યો. આ બરાબર થયું કે?

મજીદે એ રૂપિયો કેમ ન સ્વીકાર્યો? મજીદને શું એટલીયે ખબર નહોતી કે એ કરોડપતિને ત્યાં દરરોજ કેટકેટલા ગરીબો આવતા હતા અને ખાનબહાદુર

બધાયને દાન દેતા હતા? કદાચ મજીદ એક કરોડપતિ હોત તો શું કરતે? સૌ પ્રથમ એના દ્વારે આવનાર ભિખારીને પોતાની મિલકતનો અર્ધો ભાગ આપી દેત કે? તાંબાના એક પૈસાથી વધારે કાંઈ આપત ખરો ખાનબહાદુરે તો એક આખો રૂપિયો એને આપી દીધો હતો. મજીદે શું? એનો સ્વીકાર કરવો જોઈતો નહોતો? મજીદ વિચારે ચડી ગયો. પરંતુ એ શહેરમાં માત્ર પાંચ જ કરોડપતિઓ હતા. બાકી રહેતા સાડા છ લાખ ભાત ભાતના સાધારણ માણસો હતા.

બધાય જીવી રહ્યા હતા. વચ્ચે કોઈક મરી પણ જતા હતા. ત્યારે મજીદે કાંઈ ખોયું હોય તો ફક્ત એક પગનો અર્ધો ભાગ જ, બંને પગ ગુમાવેલા માણસો પણ હતા. બે હાથ, બે આંખ નષ્ટ પામેલાઓ પણ જીવી રહ્યા હતા. જીવનમાં સુખ તથા દુ:ખ બંને છે. નાનાંય છે; મોટાં પણ છે. આ બધું યાદ કરતાં હસવું આવી જાય છે. હસી શકાય છે ને? રડી પણ ક્યાં નથી શકાતું? આ બધુંય ગંભીરતાથી લેવાનું હોય જ નહીં. મજીદે મનોમન નક્કી કર્યું. ભદ્રતા તથા સુખ માટે પરિશ્રમ ઉઠાવવો એ જ ખરી ફરજ છે, નહીં?

મજીદની ટેકણલાકડી નીચેથી ચાર ઇંચ જેટલી ઘસાઈ ગઈ. હથેલીમાં પા ઇંચ જાડાઈમાં આંટણ ઊપસી આવ્યાં. કેટકેટલી જગ્યાએ નોકરીની ભીખ માગી. ભૂખ્યા રહેવાથી શરીર પણ કૃશ બની ગયું. એવામાં આનંદની એક રેખા નજરે પડી:

એને એક નોકરી મળી ગઈ. હોટેલમાં એઠાં વાસણો માંજવાનું કામ મળ્યું. મળસકે ચાર વાગ્યે ઊઠયા બાદ રાતે અગિયાર વાગ્યા સુધી નળની નીચે બેસી રહેવાનું. મોટો એક ટોપલો ભરીને એઠાં વાસણો એની આગળ મૂકવામાં આવતાં. એક એક કરી ધોઈ, બીજા એક ટોપલામાં મૂકચે જતો. બીજો નોકર આવી એ વાસણો લઈ જતો કે ત્રીજો એક જણ આવીને એઠાં વાસણનો ઢગલો ખડકી જતો. . . . આમ અવિરતપણે એનું કામ ચાલ્યા કરતું. કામના બદલામાં એને પેટ ભરીને ખાવાનું અવશ્ય મળતું હતું. ઉપરાંત દર મહિને પાંચ રૂપિયા ઘેર મોકલી શકતો હતો:

એવામાં ઘેરથી પહેલો પત્ર આવ્યો. પત્રમાં સુહરાની તબિયત લથડી હોવાના સમાચાર હતા. એ બહુ જ સુકાઈ ગઈ હતી; થોડી ઉધરસ પણ લાગુ પડી હતી.

"અહીં બધાંય રાજીખુશીમાં છે. એક વાર જોવાની ઇચ્છા જાગી છે.—તારી જ સુહરા".

સુહરાને મળવાની મજીદને પણ તીવ્ર ઇચ્છા હતી, મળે તો મા, બાપુ, બહેનો, સુહરાની મા, બહેનો, ગ્રામવાસીઓ શું કહે?

મજીદ દોઢપગો!... સુહરા પણ એને એમ બોલાવશે કે? નહીં. કદીય એમ નહીં બોલાવે. એ તો જમણા પગના બાકી રહેલા હિસ્સાને આંસુ વડે ચૂમશે... અગાઉ... યાદ આવતાં જ મજીદને હસવું આવી ગયું: "જરા જાડો એક!"

'જરા જાડા એક'ની પૂર્વકથા કહીને મજીદે કેટલાયે લોકોને હસાવ્યા હતા. હોટેલના અન્ય કર્મચારીઓ મજીદના મિત્રો હતા. નાહી, ધોઈ, પેટ ભરીને ખાઈ, રાતે સૂતી વેળા મજીદ પોતાના અનુભવો તથા રમૂજી બનાવોનું તેઓની આગળ બયાન કરતો. આમાં સુહરાની વાતોનો પણ સમાવેશ થતો. મોટા ભાગે એ હસવાની વાતો જ છેડતો. બધાય ખડખડાટ હસી પડતા. દરરોજ રાતે સૂતી વેળા, મજીદે કાંઈ ને કાંઈ કહેવું જ રહ્યું. એની પાસે કહેવા માટે વિષયોની ક્યાં ખોટ હતી? મોટા ભાગના કામદારો હસતા હસતા જ નિદ્રાદેવીને આધીન બનતા.

સહુ કોઈ ઊંઘી જતા ત્યારે મજીદ સુહરા સાથે વાતો કરતો! પંદરસો માઈલ દૂર રહેતી સુહરાને એ નિહાળતો! એની ખાંસી સાંભળતો! કંઈક કહીને એને સાંત્વના દેતો.

રાતે તથા દિવસે—

"સુહરા! હવે કેમ છે? છાતીમાં દુખાવો ઓછો થયો છે કે?" આટલું પૂછ્યા પછી, સાફ કરી રાખેલાં વાસણો તરફ નજર નાખી લેતો. હથેલીઓ-માંનાં આંટણ સૂજી સૂજીને ભાંગી ગયાં હતાં. શરીરમાં હવે તાકાત આવી ગઈ હતી. પ્રામાણિકપણે મહેનત કરી એ જે કાંઈ મેળવતો હતો એ જરૂર ગર્વ લેવા જેવું હતું. જીવનમાં ફેરફારને અવકાશ છે. લાકડાનો કે રબરનો પગ મળી આવશે. ઉપર પૅન્ટ તથા બૂટ પહેરવાથી... હોટેલનો માલિક સલાહ તથા સૂચનો દેતો હતો. મજીદ પ્રત્યે એને સહાનુભૂતિ હતી. એ કહેતો કે દુ:ખના દરિયામાં આશ્વાસનનો ટાપુ જરૂર જડી આવશે... રાત્રે બધાય સૂઈ જતા ત્યારે મજીદ સુહરાને કહેવા લાગતો:

"સૂઈ જા, મારી પ્રિયા! સૂઈ જા." પરંતુ મજીદની નજર તો તારાઓથી ભરેલ વિશાળ આકાશને જ જોઈ રહેતી.

સુહરાને હવે ક્યારે મળી શકાશે?

મળસકે વહેલો ઊઠી, દિનચર્યા પતાવી, ચા-નાસ્તો લીધા પછી મજીદ પોતાના કામે લાગી જતો. એવું લાગતું હતું કે એ શહેર ક્યારેય ઊંઘતું જ નહોતું. કોલાહલ, ધાંધલ, લાખો સ્રીપુરુષો, વાહનો વગેરેનો એકીસાથે આવતો અવાજ, ઘોંઘાટ, એ બધુંયે સાંભળતાં સાંભળતાં મજીદ વાસણો ઘસીને ગોઠવતો.

આમ એ દિવસો વિતાવતો હતો ત્યાં બીજો પત્ર આવ્યો!

હસ્તાક્ષર સુહરાના નહોતા!

બીજા કોઈની પાસે માએ પત્ર લખાવ્યો હતો. એ વાંચ્યો કે શહેરનો સમગ્ર કોલાહલ એકીસાથે શમી ગયો હોય એમ લાગ્યું.

"વહાલા દીકરા મજીદને જાણવા માટે તારી મા લખાવે છે.

"પરમ દહાડે સવારના આપણી સુહરા મૃત્યુ પામી. એના જ ઘરમાં મારા ખોળામાં માથું રાખીને. મસ્જિદના કંપાઉન્ડમાં એના બાપુની કબરની બાજુમાં સુહરાને દફનાવવામાં આવી.

"આપણે સહુને જે થોડી સહાય હતી એ પણ ચાલી ગઈ. હવે અલ્લા સિવાય તું જ અમારા માટે રહ્યો છે.

"બેટા! ગયા મહિનાની ત્રીસમી તારીખે આપણાં ઘર તથા જમીનનો લેણદારોએ કબજો લઈ લીધો. તેઓએ તરત જ ઘર ખાલી કરવાનું કહ્યું. આ બે છોકરીઓ તથા તારા બીમાર બાપુને લઈને હું ક્યાં જાઉં?

"દીકરા મારા! મને ઊંઘ્યે કેટલાયે દિવસો થયા. તારી બહેનોની ઉંમરવાળીઓ ત્રણ-ચાર બાળકોની મા બની ગઈ છે. કોઈ અજુગતી વાત બની જશે તો? બેટા! અહીંના મુસલમાનોની આંખોમાં દયાનો છાંટો સુધ્ધાં નથી. તારા બાપુએ તથા મેં તેઓના પગે પડી કરગરીને કાકલૂદી કરી જોઈ. પરંતુ તેઓ તો મક્કમ જ છે; તરત જ ઘર ખાલી કરી દેવાનું કહે છે.

"આપણા સમાજના કેટલાય પરગજુ ધનવાન લોકો ત્યાં છે ને, તેઓને તું આ વાત કરીશ તો જરૂર તેઓ કાંઈ તોડ કાઢ્યા વિના નહીં રહે. હવે તો તું કોઈ પણ જાતની ખોટી શરમ રાખ્યા વિના તેઓને મળીને સાચેસાચી વાત કહી દેજે.

"મારા વહાલા દીકરા! સુહરા હતી ત્યારે મને શાંતિ હતી. અહીંની દુ:ખદ પરિસ્થિતિનો ખ્યાલ આપી તને દુ:ખી નહીં કરવાનું એ મને હંમેશાં કહ્યા કરતી હતી. અને આ એક જ કારણથી હું તને પત્ર નહોતી લખતી. છેલ્લા બે મહિના થયાં સુહરા પથારીવશ હતી. એને ક્ષય થયો હતો. એની સારવાર

માટે કોઈ જ નહોતું. તારું નામ રટતાં રટતાં જ એણે પ્રાણ છોડયા હતા. એ વારંવાર પૂછતી હતી: તું આવ્યો કે? આવ્યો? કયાં છે? અને એ ગઈ. જેવી અલ્લાની ઇચ્છા."

કેટલીક વાર સુધી તો મજીદ સ્તબ્ધ બની ગયો, સમગ્ર વાતાવરણ જાણે શબ્દશૂન્ય બની ગયું હોય એમ લાગ્યું.

દુનિયા શૂન્ય બની ગઈ હતી!

ના... ના... દુનિયાને કાંઈ જ થયું નહોતું. શહેર તો ગાજી રહ્યું હતું. સૂરજ પ્રકાશી રહ્યો હતો. પવન વાતો હતો. અંદરથી, રોમકૂપ વાટે નીકળતી ઠંડી વરાળમાં મજીદ નાહી રહ્યો હતો. એટલું જ. તમામ અનાથ બની ગયું. જીવન પણ નિરર્થક બની ગયું હતું કે?

મજીદે ફરી પાછાં વાસણો ઘસવા માંડયાં. કાળજીપૂર્વક એ વાસણો ગોઠવતો ગયો. માબાપ તથા બહેનો હવે કયાં જશે?

સુહરા!

સ્મૃતિ... એ વાકયો... એ પ્રવૃત્તિઓ... મુખના એ ભાવો... ચિત્રો ... મનમાં શું શું ધસી આવતું હતું? મરવાની પહેલાં, મજીદ આવ્યો કે, આવ્યો? એમ એ પૂછતી હતી.

સ્મૃતિ.

અંતિમ સ્મૃતિ :

એ દહાડે... વિદાય વેળા. એ જવા જતો હતો ત્યાં સુહરાએ કંઈક કહેવાની શરૂઆત કરી હતી. એનું વાકય પૂરું થાય એ પહેલાં બસનું હૉર્ન ગાજી ઊઠયું હતું... મા અંદર આવી ગઈ... મજીદે આંગણમાં પગ મૂકયો... બાગમાં થઈ એ ઝાંપા સુધી પહોંચી ગયો અને પાછું વળીને જોઈ લીધું.

પશ્ચિમે ક્ષિતિજમાં સોનેરી વાદળાં, કૂણા પીળા તડકામાં નાહી રહેલ વૃક્ષો, ઘર, આંગણું, બાગ...

બંને બહેનો મોઢું બહાર કાઢી, બારણાની પછીતે... ભીંતને અઢેલી ઊભેલી, બાપુ ઓસરીમાં તથા મા આંગણામાં ઊભી હતી.

સજળ નેત્રે જબાકુસુમના ઝાડને ઝાલી સુહરા બાગમાં ઊભી હતી.

એણે કાંઈક કહેવાની શરૂઆત કરી હતી. એ મનમાં જ રહી ગયું હોવું જોઈએ.

એ શું હતું, સુહરા! જેની તેં બોલવાની શરૂઆત કરી હતી?